443

# શ્રી વીર ગહુંલી સંગ્રહ.

સંગ્રાહક:
લીમ્બડી સમુદાયના આચાર્ય પરમ પ્રભાવિક
પૂજ્ય શ્રી નથુજી સ્વામીના શિષ્ય
મુનિ વીર



પ્રકાશક:
રામાણીયા (કચ્છ) નિવાસી
મોણસીભાઇ ઉકેડાભાઇના સ્મરણાર્થે તેમના
ધર્મપત્ની બાઇ આસુડીબાઈ.

આવૃત્તિ બીજી | સને ૧૯૩૯ | પ્રત ૫૦૦

વીર સંવત ૨૪૬૫] [વિક્રમ સંવત ૧૯૯૬

કિમ્મત સદુપયોગ.

# શ્રી વીર ગહુંલી સંગ્રહ.

સંગ્રાહક :

લીમ્બડી સમુદાયના આચાર્ય પરમ પ્રભાવિક

**પૂજ્ય શ્રી નથુજી સ્વામીના શિષ્ય**

**મુનિ વીર**



પ્રકાશક :

રામાણીયા (કચ્છ) નિવાસી

**મોણસીભાઇ ઉકેડાભાઇના** સ્મરણાર્થે તેમના

ધર્મપત્ની **બાઇ આસુડીબાઇ**



આવૃત્તિ બીજી    સને ૧૯૩૯    પ્રત ૫૦૦

વીર સંવત ૨૪૬૫ ]    [ વિક્રમ સંવત ૧૯૯૬

કિંમત સદુપયોગ.

# વિષયાનુક્રમણિકા.

## સ્તુતિ નમસ્કાર ગહુંલી પ્રકરણ ॥ ૧ ॥



## મુનિ ગુણ પ્રકરણ ॥ ૨ ॥

## વ્યાખ્યાને ગાવાની ગહુંલી પ્રકરણ ॥ ૩ ॥

## મુનિ પધારતાં ગાવાની ગહુંલી પ્રકરણ ॥ ૪ ॥

| વિષય. | | પૃષ્ટ. |
|---|---|---|
| ૫ | હું તો જોઇ રહીતી વહાલા ગુરૂની૦ ... | ૬૯ |
| ૬ | ચાલો બ્હેનો આજ દર્શન કરવા રે ... | ૭૦ |
| ૭ | આજ સદ્‌ગુણના ભંડાર ગુરૂજી ... | ૭૧ |
| ૮ | આજે સમકિત રૂપિયો સુરજ ઉગિયો ... | ૭૨ |
| ૯ | ગામ નગર મહિ મંડલે ગુરૂ ... | ૭૩ |
| ૧૦ | મત મતાંતર બહુ ભમી મોરી૦ ... | ૭૪ |
| ૧૧ | સજની આવી આનંદે ગુરૂ૦ ... | ૭૬ |
| ૧૨ | ગીતાર્થ ગુરૂ આવિયા રે ... | ૭૯ |
| ૧૩ | જીરે કામની કહે સુણો કંથજી ... | ૮૦ |
| ૧૪ | ચાલો સૈયર આનંદથી ગુરૂ૦ ... | ૮૧ |
| ૧૫ | ચાલો સાધુજીને વાંદવા રે ... | ૮૧ |
| ૧૬ | ગુરૂ ગુણવંત સમોસર્યા ... | ૮૩ |
| ૧૭ | હારે મારે ગુરૂજી પધાર્યા ... | ૮૪ |
| ૧૮ | પધારો માનવંતા મહારાજ ... | ૮૫ |
| ૧૯ | દિન સફલ ઘડી પળ આજ ... | ૮૬ |
| ૨૦ | બ્હેની સદ્‌ગુરૂ આવ્યા આ ગામમાં રે ... | ૮૭ |
| ૨૧ | ચાલો બ્હેનો સ્હામા જઇએ ગુરૂને ભાવ ધરી | ૮૮ |
| ૨૨ | ભલું થયું રે મારે સુગુરૂ પધાર્યા ... | ૮૯ |
| ૨૩ | ગુરૂજી પધારો પુર માહરે ... | ૯૦ |
| ૨૪ | આજે હરખ વધામણા ... | ૯૦ |
| ૨૫ | મુનિ અમ ગામ પધારી હો રાજ ... | ૯૧ |
| ૨૬ | આનંદનો નહિ પાર ... | ૯૨ |

## ગુરૂ વિહાર વખતે ગાવાની ગહુંલી ॥ ૫ ॥

# શ્રી વીર ગહુંલી સંગ્રહ.

## સ્તુતિ નમસ્કાર ગહુંલી પ્રકરણ ॥૧॥

### શ્રી મહાવીર પ્રભુની સ્તુતીની ગહુંલી ૧લી.

( રાગ માઢ–ગુણવંતી ગુજરાત—એ ઢબ )

જયવંતા પ્રભુ વીર, હમારા જયવંતા પ્રભુ વીર;
શાસન નાયક ધીર, હમારા જયવંતા પ્રભુ વીર; એ ટેક.
શાસ્ત્ર સરોવર સરસ આપનું, તત્ત્વ રસે ભરપૂર;
તેમાં ન્હાતાં તરતાં નિત્યે, શુદ્ધ થાય અમ ઉર; હમા૦ ૧
સાત્ત્વિક ભાવે જેહ પ્રકાસ્યું, વાસ્તવિક તત્ત્વ સ્વરુપ;
આસ્તિકતામાં રમિયે તેથી, આનંદ થાય અનૂપ; હમા૦ ૨
આપ પ્રકાશિત જ્ઞાન બગિચે, ખીલ્યાં છે બહુ ફૂલ;
સુગંધિ વાયુની સરસ લ્હેરથી, અમે છઈએ મશગૂલ; હમા૦ ૩
આપ વિશાલ વિચાર ભૂમિયે, ઉછર્યાં કલ્પ અંકૂર;
રસ ભર તેના ફૂલ ચાખીને, સ્હેશું આપ હજૂર; હમા૦ ૪
નામ આપનું નિશદિન પ્યારૂં, રમી રહ્યું અમ ઉર;
તેની ખાતર પ્રાણ અર્પવા, અમે છીએ મંજૂર; હમા૦ ૫
માર્ગ બતાવા અમ ઉપર જે, કર્યો મહા ઉપકાર;
અર્પણ કરિયે સર્વ તથાપિ, થાય ન પ્રત્યુપકાર; હમા૦ ૬

ચરણુ આપના શરણુ હમારે, મરણુ જન્મ ભય દૂર;
લોભી ચાતક રત્નચંદ્ર જ્યમ, તમ દર્શન આતૂર. મહા૦ ૭

---

## ૨૪ તીર્થંકરના ગુણગ્રામ કરવા સ્તુતિની ગહુંલી ૨જી.

( મારે આંદલિઓ ઉગ્યો ને હરુણા આથમ્યા રે—એ રાગ )

બેની ચોવીસે જિનેશ્વર ગાશું ભાવથી રે,
જેના નમનથી આનંદ સહાય રે,
વ્હાલા રે વિભું આરાધીશું રે. એ ટેક.
પહેલા ઋષભ ને બીજા અજિતનાથજી રે,
ત્રીજા સંભવ ને ધ્યાવું દિલ માંય રે. વ્હા૦ ૧
ચોથા અભિનંદન પાંચમા સુમતિનાથજી રે,
છઠ્ઠા પદમપ્રભ જિનરાય રે. વ્હા૦ ૨
બેની સાતમા સુપાર્શ્વ ચંદ્રપ્રભ આઠમા રે,
નવમા સુવિધિનાથજી થજો સહાય રે. વ્હા૦ ૩
દશમા શીતલ શ્રેયાંસજી અગ્યારમા રે,
બારમા વાસુપૂજ્યજીના વંદુ પાય રે. વ્હા૦ ૪
બેની તેરમા વિમલ અનંત ચઉદમા રે,
વાંદુ પંદરમા ધર્મનાથ સહાય રે. વ્હા૦ ૫
બેની શાંતિ સોલમા કુંથુનાથ સત્તરમા રે,
અઢારમા અરનાથ મહા રાય રે. વ્હા૦ ૬
મલ્લી ઓગણીસ મુનિસુવ્રત વીસમા રે,

નમિ એકવીશમા સુખદાય રે. વ્હા૦ ૭
બેની નેમજી બાવીસ પારશ ત્રેવીશમા રે,
વીર ચોવીસમા શિવ પદ દાય રે. વ્હા૦ ૮
બેની વીર મુનિ નમે જિન ચોવીસને રે,
જેની દયા થતાં દુઃખ દૂર થાય રે. વ્હા૦ ૯

---

## વીસ વિહરમાન તીર્થંકરની સ્તુતિ વિષે ગહુંલી ૩ જી

( આવોને નંદલાલ રમવા આવોને રે—એ રાગ )

૧ ૨ ૩ ૪
સીમંધર યુગમંધર સ્વામી, બાહુ સુબાહુજી અંતરજામી;
૫
સુજાત સદ્ગુણ ધામી.
ભવિ ધ્યાવોને રે, વિહરમાન જિન વીસ. ભ૦ એ ટેક.

૬ ૭ ૮
સ્વયંપ્રભ ઋષભાનન દેવા, અનંતવીર્ય તણી કરૂં સેવા;
૯
સુરપ્રભ સૂર્યના જેવા. ભ૦

૧૦ ૧૧ ૧૨
વિશાલપ્રભ દશમા જિનવર, વજ્રધર ચંદ્રાનન મનહર;
૧૩
ચંદ્રબાહુજી છે સુખકર. ભ૦

૧૪ ૧૫ ૧૬ ૧૭
ભુજંગદેવ પંદરમા ઇશ્વર, નેમપ્રભ વીરસેનજી હિતકર;

૧૮
મહાભદ્રજી કેવલ ધર. ભ૦ ૪

૧૯ ૨૦
દેવયશ અજિતસેનજી પ્યારા, સર્વ જીવોને શાન્તિ કરનારા;
વીર મુનિ મન હરનારા. ભ૦ ૫

---

## વીરના અગ્યાર ગણધરોની સ્તુતિ વિષે ગહુંલી ૪ થી

(રૂપૈયો તે આળું રોકડો—એ રાગ)

અગ્યારે ગણધર વીરના, મોરી સજની જી રે;
નમિયે નિત્ય ઉઠી પ્રભાત, શિવપદ પામવા. મોરી૦
દ્વાદશાંગીના ધરા, મો૦ છો જિન જેવા સાક્ષાત. શિ૦ મો૦ ૧

૧
ઇંદ્રભૂતિ પહેલા નમું, મો૦ ગૌતમ ગોત્રે સુંદર નામ;
૨ ૩
શિ૦ મો૦ અગ્નિભૂતિ વાયુભૂતિ, મો૦
૪
વ્યક્ત ગણીને કરૂં પ્રણામ. શિ૦ મો૦ ૨

૫
સુધર્મ ગણધર પાંચમા, મો૦ જેનું શાસન ચાલે આજ;
૬ ૭
શિ૦ મો૦ મંડિત મૌર્યપુત્રજી, મો૦
૮
અકંપિત છે શિરતાજ. શિ૦ મો૦ ૩

[૯]અચલભ્રાતા [૧૦]મેતાર્યજી, મો૦ [૧૧]પ્રભાસ છેલ્લા છે ગણીશ;
શિ૦ મો૦ અગ્યારે ગણધરના ગણ્યા મો૦
શિષ્યો ચૌદશે ચુમાલીશ શિ૦ મો૦ ૪
ત્રિપદી આપી વીરજી, મો૦ રચિયા તાત્ત્વિક બારે અંગ;
શિ૦ મો૦ ઘણા જીવોને તારિયા, મો૦
વંદે વીર મુનિ ઉમંગ. શિ૦ મો૦ ૫

---

## સોલ સતી વિષે ગહુંલી ૫ મી.

(શિયલની શોભા હું શી કહું—એ રાગ)

[૧]બ્રાહ્મી ભરતની બેનડી, [૨]સુંદરી બાંહુબલની બેન;
[૩]રાજિમતિ ગુણે આગલી, જોતાં અમિ ઝરે નેણ.
સોલે સતી ગાસું ભાવથી ૧
[૪]ચંદનબાળા ચંદન સમા, વીર નિયમ પૂરનાર;
બાળ કુમારી ચારે સતી, નમતાં જય જયકાર. સો૦ ૨
રામની જનની છે [૫]કૌશલ્યા, [૬]સીતા રામ વર નાર;
પાંડવ માતા [૭]કુંતા સતી, [૮]દ્રૌપદી આનંદ દેનાર. સો૦ ૩
ચારે સાસુ વહુ જોડલા, સર્વ શાસ્ત્રે વખણાય;

૯ ૧૦ ૧૧ ૧૨
શીવા પ્રભા ને પદ્માવતી, મૃગાવતી સુખદાય. સો૦ ૪
ચેડા ભૂપની પુત્રિઓ, ભગિની ચારે ભણાય;
૧૩ ૧૪
દ્વાર ઉઘાડ્યા રે સુભદ્રા, સુલસા સરિખી ન ક્યાંય. સો૦ ૫
૧૫ ૧૬
ચુલા પ્રગટી રે મહાસતી, દમયંતી નળ નાર;
કષ્ટ સહી શીલ સાચવી, પહોંચી સ્વર્ગ મોઝાર. સો૦ ૬
સોલે સતી રે શાસ્ત્રે કહી, પાળ્યું શિયલ આચાર;
વીર મુનિ સતી સમરણે, પામે ભવ જલ પાર. સો૦ ૭

---

## અરિહંતની સ્તુતી. ગહુંલી ૬ ઠ્ઠી.

(રાગ—ધોલ)

પરમેષ્ઠી પદમાં આદિ ભણું, જયવંતા શ્રી જિનરાય;
વિચરે મહિમાંય, નમું અરિહંતને. ॥ ૧ ॥
ઘનઘાતિ કર્મ ક્ષય કરી, પામ્યા કેવલ અતિશય જ્ઞાન;
ધરી શુકલ ધ્યાન, નમું૦ ॥ ૨ ॥
સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા, તીર્થ સ્થાપ્યા પ્રભુજીએ ચાર;
કીધો ધર્મ પ્રચાર, નમું૦ ॥ ૩ ॥
ચોસઠ ઇંદ્ર ચરણ સેવે સદા, વાણીમાં ગુણ છે પાંત્રીસ;
અતિશય ચોત્રીસ, નમું૦ ॥ ૪ ॥

લક્ષણ હજાર આઠથી શોભતા, દૂર કીધા દૂષણ અઢાર;
પ્રવર ગુણ બાર, નમું૦ ॥ ૫ ॥
લોકાલોક સ્વરૂપ પ્રકાશતા, દર્શાવતા નય નિક્ષેપ;
કાઢી વિક્ષેપ, નમું૦ ॥ ૬ ॥
અનંત ગુણી પ્રભુજી આગળે, માગે વીર મુનિ જોડી હાથ;
રાખો આપ સાથ, નમું૦ ॥ ૭ ॥

---

## સિદ્ધની સ્તુતી. ગહુંલી ૭ મી.

(ભલા ભાવ ચડિયાતા. એ દેશી)

અષ્ટ કર્મને ક્ષય કરી, શાશ્વત સુખ પામ્યા;
જન્મ જરા ને મરણનાં, દુઃખ પ્રભુજી સહુ વામ્યા. ॥ ૧ ॥
લોકાગ્રે જઇને વસ્યા, જોતાં જગતનાં ભાવ;
રાજ ચૌદે કરામલ પરે, ભાળ્યા કર્મ વિભાવ. ॥ ૨ ॥
ગૌતમ પુછે શ્રી વીરને, સુખ સિદ્ધનાં ભાંખો;
કહે જિન અંશ ન કહી શકું, તો કેમ કહેવાય આખો. ॥ ૩ ॥
જાણું સર્વે ન વદી શકું, ભિલ્લ દષ્ટાંતે જેમ;
ચક્રીધરના સુખને, વનમાં વદે કેમ. ॥ ૪ ॥
નથી વસ્તુ જગ એહવી, જેહ દષ્ટાંતે આવે;
એક પ્રદેશે અનંત સુખ, અનુભવે સિદ્ધ સ્વભાવે. ॥ ૫ ॥
મૂળ ગુણ આઠે ઓપતા, લહ્યા વળી એકત્રીશ;
જ્યોતિમાં જ્યોતિ લગી રહી, નિરાકાર જગદીશ ॥ ૬ ॥

બીજે પદે નમી સિદ્ધને, માગું સુખની ખાણી;
વીર મુનિ કહે આપજો, નિજ સેવક જાણી. ॥ ૭ ॥

———:૦:———

## આચાર્યની સ્તુતી. ગહુંલી ૮ મી.

[ હારે મારે ઠામ ધર્મના સાડા પચવિશ દેશજો—એ દેશી. ]

હારે નમું ત્રિજે પદે આચાર્ય મુનિરાજજો,
ગચ્છપતિ ગિરૂઆ ગુરૂગુણ આગલારે લોલ;
હારે સૂરિરાજે ગાજે સાયર જેમ ગંભીર જો,
શશિ મણિ ગોક્ષીર સમ છે રદય નિર્મલારે લોલ ॥ ૧ ॥
હારે શ્રુત દરિયા ભરિયા દ્વાદશાંગી પૂર્ણજો,
મત વાદી મિથ્યાત્વી નિન્હવ રહે વેગળારે લોલ;
હારે ષટ્ દર્શન ને ષટ્ શાસ્ત્ર માંહિ પ્રવીણ જો,
લબ્ધિધર સૂરિ જિતે વાદી ભલ ભલારે લોલ. ॥ ૨ ॥
હારે કુલ જાતિ બલ ને રૂપ વિજ્ઞાને શ્રેષ્ઠ જો,
યશ નામી વિનયાદિ ગુણ અંગીકર્યા રે લોલ;
હારે દશ યતિ ધર્મને ભાવે ભાવના બાર જો,
મોહ મચ્છર મદ મમત સહુ પરિહર્યા રે લોલ. ॥ ૩ ॥
હારે સૂરિ ધર્મધુરંધર ધારી ગુણ છત્રીશ જો,
નિષ્પક્ષી ચિહું તીર્થ પાલે પ્રિતથી રે લોલ;
હારે સૂરિ નિશિત્થ આદિ કંઠે કીધા છેદ જો,
કરે શિક્ષા શુદ્ધ જિનાગમ રિતથી રે લોલ. ॥ ૪ ॥

હારે સૂરિ ભાંખી સંપદા સાઠ ને વળી ચારજો,
ગચ્છ નાયક સુખદાયક તીર્થ ચારને રે લોલ;
હારે ભવ ત્રીજે પામે મુક્તિ કે ભવ તેજજો,
વિચરે ચરણ કરણ ગુણ અંતર ધારને રે લોલ. ॥ ૫ ॥
હારે સૂરિ પ્રભાવિક છે પરમાતમની તુલ્ય જો,
સેવન કરતા શિવસુખ આપે ઉમંગથી રે લોલ;
હારે ગુણ ગાયા ગણિના જુનાગઢ ચોમાસ જો,
વીર મુનિ કહે રાખો સદા સંગ રંગથી રે લોલ. ॥ ૬ ॥

---

## ઉપાધ્યાય સ્તુતિની ગહુંલી ૯ મી.

(ઘડી એક તણો વિશ્વાસ શ્વાસનો નાણો રે—એ દેશી.)

ચોથે પદે ઉવજ્ઝાય, ગુણના દરિયા રે;
ટાળી સર્વ કર્મ પ્રપંચ, સંતોષે ભરિયા રે. ॥ ૧ ॥
અંગ ઉપાંગ મૂલ છેદ, કંઠે કરિયા રે;
આત્મિક તત્ત્વ વિચાર, ઉરમાં ઠરિયા રે. ॥ ૨ ॥
અધિકારીને નિત્ય, સૂત્ર ભણાવે રે;
અગમ નિગમના ભેદ, સરસ સમજાવે રે. ॥ ૩ ॥
ક્રોધનો કરતાં રોધ, મમતને હરતાં રે;
તજતાં પંચ પ્રમાદ, સજ્ઝાયને કરતાં રે. ॥ ૪ ॥
નય નિક્ષેપ પ્રમાણ, ગણિતમાં પૂરા રે;
દ્રવ્ય તત્ત્વતણા ગૂઢ જ્ઞાન, બોધવા શૂરા રે. ॥ ૫ ॥

દ્રવ્ય ક્ષેત્રાદિક ચાર, તણા જે જ્ઞાતા રે;
સંઘમાં ટાલી વિક્ષેપ, પમાડે શાતા રે. ॥ ૬ ॥
ગુણુ અગણિત ઉવજ્ઝાય, પ્રવર પદધારી રે;
વંદે વીર મુનિ હમેશ, વાર હજારી રે. ॥ ૭ ॥

---

## સાધુજી સ્તુતિની ગહુંલી ૧૦ મી.

(મોતીવાલા ભમરજી, અથવા વ્રતધારી રે સાધુજી—એ દેશી)

આગમ જ્ઞાને ઓપતા, શ્રુતધારી રે સુગુરુજી,
ટાલતાં મોહના પાસ રે, વિશુદ્ધ ગુણુધારી રે સુગુરુજી;
મહિ મંડલમાં વિચરતાં, શ્રુત ધારી રે સાધુજી,
કરતાં ધર્મ પ્રકાશરે, વિશુદ્ધ ગુણુધારી રે સુગુરુજી. ॥૧॥
અનેકાંતતા અવલંબીને, શ્રુ૦, બોધ કરે હિતકાર રે. વિ૦
પક્ષપાત રાખ્યા વિના, શ્રુ૦ શિખવે જ્ઞાન આચારરે. વિ૦ ॥૨॥
ઉગ્ર વિહારે વિચરતાં, શ્રુ૦ લુખ ભાવે કરે આહારરે. વિ૦
નિઃસંગતાં રહે કષાયથી, શ્રુ૦ ધ્યાન ધર્મ ધરનારરે. વિ૦ ॥૩॥
મદ મચ્છર મન ના ધરે, શ્રુ૦ સાગર જેમ ગંભીર રે. વિ૦
સધન નિર્ધન સમગણે, શ્રુ૦ તોડતાં કર્મ જંજીરરે. વિ૦ ॥૪॥
ક્રય વિક્રય કરે નહિ, શ્રુ૦ ન કરે કોઇ પર ક્રોધ રે. વિ૦
જિન આણુાએ ચાલતાં, શ્રુ૦ કરતાં આતમ શોધ રે. વિ૦ ॥૫॥
પતિતને પાવન કરે, શ્રુ૦ તુઠયા આપે શિવ ધામ રે. વિ૦
ગુલાબ વીર ગુરૂ વાંદતાં, શ્રુ૦ લહિએ શાંતિ આરામરે. વિ૦ ॥૬॥

---

२१७७८



## પંચ પરમેષ્ઠી વિષે ગહુંલી ૧૧ મી.

( સહિયર સુણીયેરે ભગવતી સૂત્રની વાણી—એ રાગ )

સહિયર જપિયેરે પરમેષ્ઠી હિતકારી, એ સમ જગમાં રે,
અવર ન મંગલ ભારી. સહિયર૦ એ ટેક.

દ્વાદશ ગુણે શોભિતા જિનવર, જયવંતા જયકારી,
વિહરમાન વિચરે વિદેહે, વંદુ વારં વારી. સ૦ ॥૧॥

અષ્ટ કર્મ ક્ષયે અષ્ટ ગુણ પ્રગટયા, લોકાગ્રે જઇ રહિયા,
ચૌદ રાજ જગ જુવે તમાસા, અનંત સુખ સિદ્ધ લહિયા. સ૦॥૨॥

ત્રીજે પદ આચારજ પ્રણમું, છત્રીશ ગુણથી શોભે,
સારણ વારણ ગચ્છની કરતાં, પાખંડી મદ થોભે. સ૦ ॥૩॥

ભણે ભણાવે ભાવે મુનિને, ગુણ પચીશ શોભાવે,
જ્ઞાન દર્શન ચરણ આરાધે, નમું વાચક ને ભાવે. સ૦ ॥૪॥

સત્યાવીશ ગુણના ધરનારા, વિષય કષાય ને ટાળે,
લોકમાંહિ તે સદ્ગુણી સાધુ, શિવપુરમાં જઇ મ્હાલે સ૦ ॥૫॥

પરમેષ્ઠી ભગવઇની ધૂરે, ભાંખ્યો વીરે વિચારી,
ધ્યાતાં રોગ શોગ નિવારે, મંત્ર મહા અઘ હારી. સ૦ ॥૬॥

વાટે ઘાટે બેઠા સુતાં, સુખ કર પાપ સંહારી,
વીર મુનિ કહે ભવોભવ મુજને, રેજો હૃદય મોઝારી. સ૦ ॥૭॥

---

# પંચ પરમેષ્ઠી વગેરેને નમવા વિષે ગહુંલી ૧૨ મી.

( ક્ષમા ગુરૂને જાણિં વાગ્ણે રે લોલ—એ રાગ. )

પ્હેલા નમું અરિહંત દેવને રે લોલ,
બીજા નમું સિદ્ધ ભગવંત જો,
વ્હાલા ગુરુને કરૂં વંદના રે લોલ. એ ટેક.
ત્રીજા નમું સૂરીશ ને રે લોલ,
ચોથા નમું ઉવજ્ઝાય સંત જો. વ્હા૦ ॥ ૧ ॥
પાંચમા નમું સર્વ સાધુ ને રે લોલ,
અઢિ દ્વીપે વિચરંત જો; વ્હા૦
કેવલી હોય કોડી નમું રે લોલ,
જેના ગુણો છે અનંત જો. વ્હા૦ ॥ ૨ ॥
નમું સ્થવિર તપસ્વી વળી રે લોલ,
કરે ગુણોથી ધર્મ વિકાસ જો; વ્હા૦
પંડિત વ્યાખ્યાની ને વક્તા મુનિ રે લોલ,
જેહ કરે માર્ગ પ્રકાશ જો. વ્હા૦ ॥ ૩ ॥
ચર્ચાવાદી તો ચર્ચા વડે રે લોલ,
પાખંડીઓના ગાળે માન જો; વ્હા૦
મતિ શ્રુત જ્ઞાની જ્ઞાનજ થકી રે લોલ,
લાવે અજ્ઞાની ને ભાન જો. વ્હા૦ ॥ ૪ ॥
અલૌકિક નાણી અવધિ મુનિ રે લોલ,
સમજાવે જીવોના પરિણામ જો; વ્હા૦

મનઃપર્યવી ભાવ મનના કહી રે લોલ,
લાવે કર્ષક નરો ઠામ જો. વ્હા૦ ॥ ૫ ॥
લબ્ધિ ધારી મુનિ લબ્ધિ થકી રે લોલ,
કરે દુઃખીના દુઃખ દૂર જો; વ્હા૦
પ્રભાવ પાડી દ્વેષી ઉપરે રે લોલ,
રાખે પોતાની હજૂર જો. વ્હા૦ ॥ ૬ ॥
વચન સિદ્ધિ રહે જેના વેણુમાં રે લોલ,
એવા પ્રભાવિક અણુગાર જો; વ્હા૦
ધર્મમાર્ગને મલાવતા રે લોલ,
દીપાવતાં પંચાચાર જો; વ્હા૦ ॥ ૭ ॥
કવિ કાવ્યો કરી કવિતા વડે રે લોલ,
કરે ધર્મ તણો ફેલાવ જો. વ્હા૦
તપી તપ આતપે ધરણી મહિં રે લોલ,
પાડે પૂરણ ધર્મ પ્રભાવ જો. વ્હા૦ ॥ ૮ ॥
મુનિ વિહાર કરી મહી મંડલે રે લોલ,
સહી પરિસહ અનેક જો; વ્હા૦
બોધ દઈ ભવિજન તારતા રે લોલ,
સમજાવી વિનય વિવેક જો. વ્હા૦ ॥ ૯ ॥
શાંત સ્વભાવી ગુરૂ ગુણે આગલા રે લોલ,
ચિત્ત ચોખે ચરણુ પાલંત જો; વ્હા૦
વીર મુનિ વિચરી વીરતા પણે રે લોલ,
મોક્ષ સુખમાં મુનિ માલંત જો. વ્હા૦ ॥૧૦॥

---

## આચાર્યના ગુણ વિષે ગહુંલી ૧૩ મી.

( વાડીના ભમરા દ્રાખ મીઠી રે ચાંપાનેરની—એ રાગ. )

જીરે ભામિની ભણે મોરા કંથજી,
જીરે ગચ્છપતિ લઇ શિષ્યો સાથ રે,
નણુદીના વીરા સૂરીશ્વર આવ્યા છે ચાલો વાંદવા; એ ટેક.
જીરે સાધુ સાધવી શ્રાવક શ્રાવિકા,
તેની ચાવી છે જેના હાથ રે. નણુ૦ ॥ ૧ ॥
જીરે શાંત દાંત ને મહાંત છે,
જીરે પાળે પ્રવચન આઠ રે; નણુ૦
જીરે છકાય જીવનું રક્ષણ કરે,
જીરે નિત્ય શિખવે સૂત્ર પાઠ રે. નણુ૦ ॥ ૨ ॥
જીરે નવ વાડે બ્રહ્મચારી છે,
જીરે દશ યતિ ધર્મ ધરનાર રે; નણુ૦
જીરે આંતરિક ગુણે ઓપતા,
જીરે નિર્દોષ ગ્રહે છે આહાર રે. નણુ૦ ॥ ૩ ॥
જીરે બાવન અનાચિરણ ટાળતાં,
જીરે ચરણ કરણ ગુણ ધાર રે; નણુ૦
જીરે પાપ અઢાર દૂરે કરી,
જીરે તપ ગુણો ધરે બાર રે. નણુ૦ ॥ ૪ ॥
જીરે અગ્યારે અંગ ઉપાંગનાં,
જીરે છેદ મૂલના ભણનાર રે; નણુ૦

જીરે શિષ્યોને શિખવે શાંતિથી,
 જીરે બોધ કરવામાં તૈયાર રે. નણુ૦ ॥ ૫ ॥
જીરે વાદી મદ ભંજન ભલા;
 જીરે અધમના કરતા ઉદ્ધાર રે; નણુ૦
જીરે સંશય છેદતા સર્વના,
 જીરે ન ધરે કદિ અહંકાર રે. નણુ૦ ॥ ૬ ॥
જીરે ચાર તીર્થ ભાર નિર્વહે,
 જીરે આપે સદા સદ્બોધ રે; નણુ૦
જીરે મહિ મંડલ માંહિ વિચરતા,
 જીરે ટાલતાં ક્લેશ વિરોધ રે. નણુ૦ ॥ ૭ ॥
જીરે ગુણ છત્રીશે કરી શોભતાં,
 જીરે ચોસઠ ઉપમાં જેની સાર રે; નણુ૦
જીરે વીર મુનિ પ્રહ ઉગતાં,
 જીરે કરે નમન કોટી વાર રે. નણુ૦ ॥ ૮ ॥

---

## આચાર્યજીના ગુણ વિષે ગહુંલી ૧૪ મી.

( પ્રભુજી વીર જિણુંદને વંદિયે—એ રાગ. )

સજની ગચ્છપતિ ગાજે ગુણ મણિ,
 શાસનના શિરદાર હો સૈયર મોરી;
સજની વીરની પાટે શોભતા,
 કરતા પર ઉપકાર હો સૈયર મોરી;
 સજની આચાર્યને વંદિયે. એ ટેક. ॥ ૧ ॥

સજની વસુધા પીઠ પાવન કરે,
 ફરતા દેશ વિદેશ હો; સૈ૦
સજની ભવ્ય જીવો પ્રતિબોધતા,
 તારતા પાપી વિશેષ હો. સૈ૦ સજ૦ ॥ ૨ ॥
સજની નિર્લોભી ને નિર્લાલચી,
 નહી પ્રમાદનો અંશ હો; સૈ૦
સજની તપ જપ ધ્યાને લીના રહી,
 કરતાં કર્મનો ધ્વંશ હો. સૈ૦ સજ૦ ॥ ૩ ॥
સજની સૂત્ર શૈલિએ શિક્ષા દિયે,
 ટાળે મિથ્યાતીના ભ્રમ હો; સૈ૦
સજની સ્યાદ્વાદે ભવ્ય જીવને,
 સમજાવે લઇ શ્રમ હો. સૈ૦ સજ૦ ॥ ૪ ॥
સજની ક્રિયા સવિ અણગારની,
 વિધિ પૂર્વક કરે સર્વ હો; સૈ૦
સજની નરેંદ્ર સુરેંદ્ર આવી નમે,
 આણે નહિ મન ગર્વ હો. સૈ૦ સ૦ ॥ ૫ ॥
સજની સૂત્રે કથિત ચિહું તીર્થની,
 લેતા સાર સંભાળ હો; સૈ૦
સજની બાલ રોગી વૃદ્ધ સાધુની,
 સેવા સારે ઉજમાળ હો. સૈ૦ સજ૦ ॥ ૬ ॥
સજની ધર્મ ધુરા નિર્ભય વહે,
 નિવૃત્તિ નહિ ઘડી માત્ર હો; સૈ૦

સજની આપે આગમની વાંચના,
મળે જો કોઈ સુપાત્ર હો. સૈ૦ સજ૦ ॥ ૭ ॥
સજની તેજ ભવે કે ત્રીજે ભવે,
પામે શિવ નિવાસ હો; સૈ૦
સજની વીર મુનિ સૂરિને સ્તવ્યા,
ગામ ગુંદાલે ચોમાસ હો. સૈ૦ સજ૦ ॥ ૮ ॥

---

## ચાર મંગલ વિષેની ગહુંલી ૧૫ મી.

(દ્રૌપદી તારા પતિના વેણુ કે ક્ષિણુ ક્ષિણુ સાંભળે રે લોલ—એ રાગ.)

બ્હેની ચારે મંગલ આજ કે મળીને ગાઇશું રે લોલ,
બ્હેની આદિ મંગલ અરિહંત કે નિત્ય પ્રત્યે ધ્યાઇશું રે લોલ;
બ્હેની ઘાતિ કર્મ કરી અંત કે કેવલ પામિયા રે લોલ,
બ્હેની અતિશય ચોત્રીશ જાસ કે ઇંદ્રે શિર નામિયા રે લોલ. ૧
બ્હેની બીજું મંગલ સિદ્ધ કે કર્મ આઠે હણી રે લોલ,
બ્હેની અજરામર પદ પાય કે બનિયા જગ ધણી રે લોલ;
બ્હેની નિરંજન નિરાકાર કે અનંત સુખમાં રમે રે લોલ,
બ્હેની કર્મ હઠાવણુ કાજ કે વંદન સમે સમે રે લોલ. ૨
બ્હેની ત્રીજું મંગલ સંત કે પંચ મહાવ્રત ધરે રે લોલ,
બ્હેની પંચ સમિતિ ત્રણુ ગુપ્તિ કે છકાયની રક્ષા કરે રે લોલ;
બ્હેની વિચરી દેશ વિદેશ કે ભવ્ય જીવ તારતા રે લોલ,
બ્હેની આપે સદા સદ્બોધ કે તત્ત્વો વિચારતા રે લોલ. ૩

વ્હેની ચોથું મંગલ ધર્મ કે દુઃખથી એ ધરે રે લોલ,
વ્હેની સુરના આપી સુખ કે શિવ સહેજે વરે રે લોલ;
વ્હેની ભવોભવ મંગલ ચાર કે હોજો મુજ ભણી રે લોલ,
વ્હેની વીર મુનિ વીર વાણી કે ગાતા બને ગુણી રે લોલ. ૪

---

## ચાર મંગળ વિષેની ગહુંલી ૧૬ મી.

( સુણુ ચતુર સુજાણુ, પરનારીથી પ્રીત કબુ નવ કિજીયે—એ રાગ. )

સાહેલી રે મંગળિક વાણી વરસે અંતર ચોકમાં,
ઘટ ભરવા દે વહેલી થા તું પરવશ થઈ મને રોકમાં, એ ટેક.

આ મંગળીક પહેલું અરિહંતતણું, ગુણ બાર જિનેશ્વરના જાણું;
નિત્ય પ્રતે હરખે ઉરમા આણું, સાહેલી રે૦ ૧
આ મંગળીક બીજું સુખકારી, ગુણ આઠ ભણું સિદ્ધ હિતકારી;
જેણે જન્મ મર્ણ ફેરા ટાળી, સાહેલી રે૦ ૨
આ મંગળીક ત્રીજું ગુણકારી, જે મળીયા મુનિવર વ્રતધારી;
તે તરીને તારે ભવ પારી, સાહેલી રે૦ ૩
ગુણ તેના છત્તીસ પચવીશે, વળી ગાઉં ગુણ મુનિ સત્તાવીસે;
એમ કહ્યું જિનેશ્વર જગદીશે, સાહેલી રે૦ ૪
આ મંગળીક ચોથું જે કરીએ, જૈન ધર્મ સદા ઉરમાં ધરીએ;
જેમ વ્હેલા વ્હેલા શિવ વરીએ. સાહેલી રે૦ ૫
આ મંગળીક ઉત્તમ ચારે છે, ખરૂં સગપણ તેથી મારે છે;
તે વિના સર્વ વ્યવહારે છે. સાહેલી રે૦ ૬

---

# મુનિ ગુણ પ્રકરણ ॥ ૨ ॥

## સદ્ગુરૂ ગુણ વિષે ગહુંલી ૧લી.

( શ્રી જયાનંદજી સાંભળો—એ રાગ. )

ચોવીશે જિનવર વાંદીને, ગુણ ગાશું ગુરૂરાયા રે;
બાળપણે વ્રત આદર્યા, છોડી સંસારની માયા રે.
જ્ઞાની ગુરૂજીને વંદિયે. ૧ એ ટેક.
મહાવ્રતધારી મુનિવર ભલા, છ કાયના પ્રતિપાળ રે.
પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ ને, કરે તેહની સંભાળ રે. જ્ઞા૦ ૨
દુષમ આરે જિહો પાંચમેં, આરાધે સંયમ વ્રત શીલો રે.
મોક્ષ માર્ગ સાધણ ભણી, જિત્યા રાગ દ્વેષ દોય ભીલો રે. જ્ઞા૦ ૩
સૂત્ર અભ્યાસ કરે સદા, નજર લાગી જ્યારી મોખો રે;
નિજ આતમ તારણ ભણી, પાળે સંયમ બહુ ચોખો રે. જ્ઞા૦ ૪
તપ ટેક હૃદયે ધરી, શીલ સનાહ સનૂરો રે;
માર્દવ ગુણે માતા ઘણા, વૈરાગમેં ભરપૂરો રે. જ્ઞા૦ ૫
સ્વામીજી જ્યાં જ્યાં સંચરે, કરે ઉપકાર અથાગો રે;
દર્શન દેખ્યા દિલડું ઠરે, દાખતા મોક્ષનો માગો રે. જ્ઞા૦ ૬
કર્મ ભર્મ હણવા ભણી, ગુરૂ સમ અવર ન દીઠા રે;
દે ઉપદેશ દયા તણો, મુજ મન લાગે મીઠા રે. જ્ઞા૦ ૭
પૂર્વ પુણ્ય અંકૂરથી, મિલે ગુરૂ ગુણવંતા રે;
સાચે મને સેવા કિયે, પામિજે ભવ અંતા રે. જ્ઞા૦ ૮

સંવત્ ઓગણીસેં પચ્ચીશમેં, પત્રી ગામ મોઝારો રે;
સ્તુતિ કરી ગુરૂ ગુણુ તણી, નાનચંદ્રજી જય જયકારો રે. જ્ઞા૦ ૯

---

## સદ્ગુરૂના ગુણુ વિષે ગહુંલી ૨ જી.

( સદ્ગુરૂ ચરણે રે નમિએ—એ દેશી. )

સદ્ગુરૂ નમિએરે બેની, જગમાં કોઇ ન તુલ્યે એની;
સુણુ જિનવાણી રે શાણી, શાંતિ સુધારસની એ ખાણી. સ૦ ॥૧॥
શુદ્ધ પ્રરુપક રે સાચા, સાંપ્રત સંયમ ગુણુમાં રાચ્યા;
શ્રી જિન આણા રે માને, રહે ગુણુ સ્થાનકમાં શુભ ધ્યાને. સ૦ ॥૨॥
વિષમ પંચમેં રે આરે, મળવા મુશ્કીલ આ સંસારે;
પૂરણુ પુણ્યે રે મળિયા, તો ભવિજનનાં વાંચ્છિત ફળિયા. સ૦ ॥૩॥
આળસ રાખી રે નાવે, તે પાછળ પુષ્કળ પસ્તાવે;
સુરતરૂ પામી રે સ્હેજે, સૈયર સમકિત ફળને લેજે. સ૦ ॥૪॥
ક્ષાંત્યાદિક દશ રે ભાઈ, સાચી જેહને ધર્મ સગાઈ;
અવર ઉપાધિ રે ટાળી, ચંદ્ર સૌમ્યતા નિત્ય નિહાળી. સ૦ ॥૫॥
તે ગુણુ નિષ્પન્ન રે નામે, ધર્મસિંહ સૂરિ આતમ કામે;
ભાવ ધરીને રે ભેટો, મિથ્યા જેહ અનાદિ તે મેટો. સ૦ ॥૬॥
રત્ન ત્રયીથી રે છાજે, જ્ઞાન દીપ સમ્યક્ શશિ ગાજે;
નિજ ગુણુ માંહિ રે રમતા, રુપ સહિત અતિ છે લાવણ્યતા. સ૦ ॥૭॥
ગુરૂ ગુણુ ગહુંલી રે ગાવે. બહુ સૌભાગ્યવતી સુખ પાવે;
નવનિધ નિજ ઘર રે થાવે, ગિરધર ગુરૂ પદે શિશ નમાવે. સ૦ ॥૮॥

---

## મુનિ ગુણ વિષે ગહુંલી ૩ જી.

( રામ—હીંડી )

એવા સંત ચરણે શિર સદા નમાવું,
ગુણ આમ મહા પુરૂષતણા ગાવું;
એવા સંત મતિવંત પાસે જાવું. એવા૦ ॥૧॥
સર્વ પ્રાણી ને તે પ્રાણ સમ જાણે,
અભિમાન કદી અંતરે ન આણે;
રહે રંગમાં પ્રભુ કહ્યા પ્રમાણે. એવા૦ ॥૨॥
વિષય માત્ર ને વિવેકથી વિદારી,
કપટ ક્રોધ લોભ અંતરે નિવારી;
મમત માત્ર જેણે નાખ્યા છે મારી. એવા૦ ॥૩॥
પરમાર્થ ત્યાં પવિત્ર પ્રાણ આપે,
ભવ કષ્ટ કરૂણા ધરી ને કાપે;
મોક્ષ માર્ગ ખરી ખાંતથી કહી આપે. એવા૦ ॥૪॥
પંચ મહાવ્રત પૂર્ણ રીતે પાળે,
જગત જાળમાં ન જીવ ઘાલે;
મોહ માયા તણા મૂળીયા પ્રજાળે. એવા૦ ॥૫॥
જેના મુખ વિષે મધુરતા ભરેલી,
પ્રકૃતિ પ્રમોદ ભાવથી ઠરેલી;
ખોટી અવરતણી આશ ઊતરેલી. એવા૦ ॥૬॥

---

## ગુરૂ સ્તુતી વિષે ગહુંલી ૪ થી.

(જીવ્યું સફલ કર યાર, જગતમાં જીવ્યું સફલ કર યાર—એ દેશી )

સદ્‌ગુણના ભંડાર, ગુરૂજી સદ્‌ગુણના ભંડાર;
પ્હોંચાડે ભવપાર, ગુરૂજી સદ્‌ગુણના ભંડાર. એ ટેક.
નામ આપનું નિશદિન સમરૂં, દિલ આનંદ દાતાર;
ગુણ ગ્રાહી ગુરુ પરદુઃખ ભંજન, સંકટ વિકટ સહેનાર. ગુ૦ ॥૧॥
સજ્જન રાગી દુર્જન ત્યાગી, સદ્‌બુદ્ધિ દાતાર;
કુમતિ કુલટા દૂર કરીને, સુમતિ સાથ રહેનાર. ગુ૦ ॥૨॥
શાસ્ત્ર રહસ્યો જ્ઞાની દર્શિત, ગુરુ ગમથી ધરનાર;
શાંતિ સમાધિ ચિત્ત ઠરવાના, માર્ગ દેખાવણહાર. ગુ૦ ॥૩॥
મુખમુદ્રા ગુરુ આપની નિરખી, થાય આનંદ ભરપૂર;
દર્શનાતુર આ સેવક કેરૂં, દુઃખ ગયું સહુ દૂર. ગુ૦ ॥૪॥

---

## સદ્‌ગુરુ વિષે ગહુંલી ૫ મી.

[રાગ બીલાવર, આશા, બિભાસ, કનરો, પીલુ એટલા રાગમાં ગવાય છે ]

મહા મતિવંતા એ ગુરૂ મ્હારા, ખલક તણાં કરીયાં સુખ ખારા;
મહા મતિ૦ એ ટેક.
પંચ મહા વ્રતને ધરનારા, ભવિક તણાં ભવદુઃખ હરનારા; મ૦ ૧
ફીકર તજી મહિમાં ફરનારા, તારી બહુ જનને તરનારા; મ૦ ૨
સર્વ ઉપર કરૂણા કરનારા, બાળ મરણથી નહીં મરનારા; મ૦ ૩

પરમ પૂનિત પવિત્ર સુપ્યારા, નિંદા મોહ મદનથી ન્યારા; મ૦ ૪
સંતતણો સેવક કહે સારા, તારક તે ગણી લે ગુરુ તારા; મ૦ ૫

---

## મુનિ ગુણ વિષે ગહુંલી ૬ ઠી.

( જીરે મારેની દેશી. )

જીરે મારે ફળ્યા મનોરથ આજ, જ્ઞાન દિવાકર ભેટીયા; જી રે જી.
જીરે મારે ઉત્તમ ક્રિયા પાત્ર, વાંદીને દુઃખ મેટીયા; જી૦ ૧
જીરે મારે પાળે પંચાચાર, પાંચ મહાવ્રત શુભ વિધે; જી૦
જીરે મારે છ કાયના પ્રતિપાલ, કરે આતમ શુદ્ધિ ત્રિવિધે; જી૦ ૨
જીરે મારે સાત નયના જાણ, આઠ પ્રવચન પાલતા; જી૦
જીરે મારે આઠ મદ કરે દૂર, અશુદ્ધાચરણને ટાળતા; જી૦ ૩
જીરે મારે નવ બ્રહ્મ વાડી જેહ, શુદ્ધ મને અંગી કરે; જી૦
જીરે મારે દશધા યતિ ધર્મ, તે માંહિ રમણ કરે; જી૦ ૪
જીરે મારે એવા ગુરૂનો સંગ, સદા કરો ભવિ પ્રાણીયા; જી૦
જીરે મારે સાગર સમ ગંભીર, સકલ સંઘ મન ભાવીયા; જી૦ ૫
જીરે મારે અલ્પ મતિ અનુસાર, ગુરુ ગુણ સ્તવના મેં કરી; જી૦
જીરે મારે જ્ઞાન ચરણ લયલીન, સેવક નમે અંજલી ધરી; જી૦ ૬

---

## સદ્‌ગુરુ વિષે ગહુંલી ૭ મી.

( ઓધવજી સંદેશો કેજો મારા શ્યામને— એ દેશી )

વંદુ વંદુ સમકિત દાતા સદ્‌ગુરુ,
પંચ મહાવ્રત ધારક શ્રીઅણગાર જો;
ઉપશમ–ગંગાજલમાં નિશદિન ઝીલતાં,
મનમાં વર્તે આનંદ અંગ અપાર જો. વં૦ ॥૧॥

અનેક ગુણના દરીયા ભરીયા જ્ઞાનથી,
પડે ન પરની ખટપટમાં તલ ભાર જો;
સદુપદેશે સાચું તત્ત્વ જણાવીને,
સંયમ અર્પી કરતાં જન ઉદ્ધાર જો. વં૦ ॥૨॥

અંતર્મુખ કરી રહે આત્મને ભાવતા,
યોગ્ય જીવને દેતાં યોગ્ય જ બોધ જો;
અસંખ્ય પ્રદેશે સ્થિરતા ધ્યાને લાવતા,
સંયમ સેવી કરતાં આશ્રવ રોધ જો. વં૦ ॥૩॥

ત્રસ સ્થાવરના પ્રતિપાલ કરૂણામયી,
ભાવ દયાની મૂર્તિ સાધુ ખાસ જો;
જ્ઞાતા ભ્રાતા ત્રાતા માતા સદ્‌ગુરૂ,
સદ્‌ગુરૂના બનીયે સાચા દાસ જો. વં૦ ॥૪॥

ત્રણ ભુવનમાં સેવ સદા શ્રી સદ્‌ગુરૂ,
દ્રવ્ય ભાવથી સંયમના ધરનાર જો;

ભવ જલધિમાં ઉત્તમ નૌકા સદ્‌ગુરૂ,
સદ્‌ગુરૂ નૌકાથી ઉતરો ભવ પાર જો. વં૦ ॥૫॥
ગુરૂ ભક્તિથી ગુરૂ વાણી ઉરમાં ધરે,
ગુરૂ ભક્તિથી ઉત્તમ ફલ નિરધાર જો;
સદ્‌ગુરૂ દ્રોહી દ્વેષી જનને ત્યાગ જો,
તો પરબ્રહ્મની પ્રાપ્તિ શીઘ્ર થનાર જો. વં૦ ॥૬॥
કળિ કાળમાં ગુરૂની ભક્તિ દોહેલી,
ગુરૂ ભકત પણ વિરલા જન દેખાય જો;
દૃષ્ટિ રાગમાં ભૂલી દુનિયા બાવરી,
કસ્તૂરી મૃગ પેઠે બહુ ભટકાય જો. વં૦ ॥૭॥
સદ્‌ગુરૂ દાસ બન્યા પણ જ્ઞાન ન સંપજે;
સમજી સાચો સાર ગ્રહો નર નાર જો;
બુદ્ધિસાગર સદ્‌ગુરૂ શ્રદ્ધા ભકિતથી,
ઉત્તરો પ્રાણી ! ભવસાગરનો પાર જો. વં૦ ॥૮॥

---

## સાચા સંતની પિછાન વિષે ગહુંલી ૮ મી.

( કામી શું ના કરે—એ દેશી )

સાચા સંતો તરે, ભવધિ નીર રે—સાચા૦ ॥એ ટેક॥
સર્વ પ્રત્યે સમ વૃત્તિ રાખે, મારું તારું કદીય ન ભાંખે;
જગતનું હિત કરે. સાચા૦ ॥ ૧ ॥

ધની તણી સ્હેમાં ન તણાએ, ગરીબ પાસે ગરીબ જણાએ;
સત્ય કેતા ના ડરે. સાચા૦ ॥ ૨ ॥
જેવો પરને બોધજ આલે, તેવું હમેશા આપજ પાળે;
નિંદા કદિ ના કરે. સાચા૦ ॥ ૩ ॥
સંતોષ અલ્પ ઉપધિથી માણે, રાગ દ્વેષ ઉરે નવ આણે;
શાસ્ત્રમાં પ્રેમ ધરે. સાચા૦ ॥ ૪ ॥
શીલ શુદ્ધ નવ વાડે પાળે, દુષણ સઘલા દૂરે ટાળે;
પાપથી રહેતા ડરે. સાચા૦ ॥ ૫ ॥
જેના હૃદય હમેશાં સરલા, એવા સંતો દિશે વિરલા;
વીર વંદન કરે. સાચા૦ ॥ ૬ ॥

---

## ગુરૂની ઓળખાણ વિષે ગહુંલી ૯ મી.

( રાગ ઉપર પ્રમાણે )

ગુરૂ ત્યાગી મળે, મોહ તો ટળે રે. ગુરૂ૦ એ ટેક.
રહે ઉદાસ વૃત્તિએ વનમાં, કામ ક્રોધ નહિં જેના મનમાં;
જપે જાપ પળે પળે. ગુ૦ ॥ ૧ ॥
ગચ્છ, પંથ, વાડા, સંઘાડા, ન કરે જુઠા તેના ભાડા;
સત્ય પંથે વળે, ગુ૦ ॥ ૨ ॥
મુક્તિ પૂરિનો માર્ગ બતાવે, વિકથા માંહિ ચિત્ત ન લાવે;
ષટ્ રિપુ ને દળે. ગુ૦ ॥ ૩ ॥

યત્ના પૂર્વક પદને ધરતાં, વદે નિર્વદ્ય વાક્ય હિત કરતાં;
આત્મ ધન રળે. ગુ૦ ॥ ૪ ॥
બેઠા સૂતા એકજ વૃત્તિ, વિશ્વ બધાથી લઇ નિવૃત્તિ;
વીર પદે ભળે, ગુ૦ ॥ ૫ ॥

---

## શુદ્ધ ગુરૂની પિછાન વિષે ગહુંલી ૧૦ મી.

( કર્મ અજબ ગતિ બાંધો વિવિધ મતિ—એ દેશી. )

ગુરૂ બોધે મન સ્થિર કરી, સજ્જની મોરી.
વિષયથી ચિત્ત ઉત્તાર હો; માત તાત સમજાવીને. સ૦
લીધો સંયમ ભાર હો; જગત ઉદાસી ગુરૂ,
જ્ઞાન અભ્યાસી ગુરૂ; ધ્યાન વિલાસી ગુરૂ, વાંદતા. સ૦
ભવો ભવનાં દુઃખ જાય હો. ॥ ૧ ॥
નિર્લોભી નિર્લાલચી, સ૦ નિર્મોહી નિર્ગ્રંથ હો,
ઇંદ્રિય વિષય નિદ્રા તજી, સ૦ ચાલે શુદ્ધે પંથ હો. જ૦ ૨
વસ્ત્ર પાત્રે મમતા નહિં, સ૦ નહિ મમતા નિજ તન હો;
રાગી વિરાગી સમગણે, સ૦ વાડે પાડે નહિ મન હો. જ૦ ૩
આપ તરે પર તારતા, સ૦ ફરતાં દેશ વિદેશ હો;
મગ્ન રહે જ્ઞાન ધ્યાનમાં, સ૦ પ્રેમબંધન નહિ લેશ હો. જ૦૪
સામુદાણી કરે ગોચરી, સ૦ દોષરહિત લિયે આહાર હો;
નિર્વ્યંજન સ્થાને રહે, સ૦ કરી નવ કલ્પી વિહાર હો. જ૦૫

એહવા ગુરુ ભાગ્યે મળે, સ૦ કાપે કર્મના પાસ હો;
વીર મુનિ ગુરૂ સેવતાં, સ૦ આપે શિવ આવાસ હો. જ૦ ૬

---

## મુનિના ગુણ વિષે ગહુંલી ૧૧ મી.

( ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો—એ દેશી )

સદા રમે સંયમ વિષે, પાળે પંચાચાર;
જગમાં તેહને જાણીયે, સંત સાચા નિરધાર. સ૦ ૧
બાહ્ય અભ્યંતર તપ તપે, નિજ શકિત અનુસાર;
જ્ઞાન લાકા આંજીને, અજ્ઞાન તિમિર હરનાર. સ૦ ૨
સ્વપર હિત હૈયે ધરે, તારે તે નર નાર;
ડગલે પગલે દીસતા, પાપ થકી ડરનાર. સ૦ ૩
રક્ષણ કરે ષટ કાયનું, દયા ગુણ ભંડાર;
મન વચન કાયા તણી, ગુપ્તિના ધરનાર. સ૦ ૪
કરે ક્રોધ નિજ ક્રોધ પર, ઉપશમ રસ પીનાર;
અભિમાનથી અળગા રહી, વિનય ગુણ વરનાર. સ૦ ૫
મમતા કેવલ ધર્મની, અવર ન લોભ લગાર;
વૃત્તિ સમ તુલ્ય રાખીને, રાગ દ્વેષ તજનાર. ૬
અહોનિશ ઉદ્યમ આદરે, તજી વિષય વિકાર;
શિવ સુંદરી વરવા તણો, જેહને મોહ અપાર. સ૦ ૭
સમાગમ દુર્લભ સંતનો, થાતાં લાભ અપાર;
ધર્મ વધે સંત સેવતા, સફલ થાય અવતાર. સ૦ ૮

---

# સાધુજીના સત્યાવીશ ગુણુની ગહુંલી ૧૨ મી.

આદિ નમું અરિહંતને, સંયમ ધારી રે સાધુજી;
ગાઇશું મુનિગુણુ સાર રે, વિશુદ્ધ ગુણુધારીરે સાધુજી.
કનક કામની પરહરી, સં૦ લીધો છે સંયમ ભારરે. વિ૦ ૧
ત્રસ સ્થાવર સર્વે જીવને, સં૦ દીધું અભય દાનરે; વિ૦
જૂઠ ન બોલે મુખથકી, સં૦ ત્યાગ્યો ચોરી નિદાનરે. વિ૦ ૨
શીલ પાળે નવ વાડથી, સં૦ મૂર્છા નહિ લવલેશરે; વિ૦
રાત્રિ ભોજન નવિ કરે, સં૦ રાખે સંતોષ હમેશરે. વિ૦ ૩
ષટ કાયાના જીવને, સં૦ રાખે આતમ સમાનરે; વિ૦
પાંચ ઇંદ્રિયના વિષયને, સં૦ નિગ્રહ કરે ધરી ધ્યાનરે. વિ૦ ૪
ભવ વર્દ્ધક કષાયજે, સં૦ તેથી રહે સદા દૂરરે; વિ૦
કાય યોગ જોડે ધર્મમાં, સં૦ ચરણુ કરણે ભરપૂરરે. વિ૦ ૫
જ્ઞાન પૂર્ણ ઉરમાં ધરે, સં૦ સમકિતે નિર્મલ મનરે; વિ૦
જ્ઞાન દર્શનમાં જીલતા, સં૦ ગોપવે સંયમ રતનરે; વિ૦ ૬
ધર્મ આરાધે શુભ મને, સં૦ મેરૂ પરે થઇ ધીરરે; વિ૦
પ્રતિલેખન કરે યત્નથી, સં૦ વિશુદ્ધ ભાવે રહી થીરરે; વિ૦ ૭
મન વચ કાયા યોગની, સં૦ રહે શુભ પ્રવૃત્તિયે રક્તરે; વિ૦
ક્રોધ તજી ક્ષમામાં રમે, સં૦ રહે વિષયથી વિરક્તરે; વિ૦ ૮
ખમે પરિસહ ખંતથી, સં૦ સહે શાંતિથી રોગરે; વિ૦
જીવનની આશા નહીં, સં૦ મરણુને ધરે નહી શોગરે; વિ૦ ૯
એ સતાવિશ ગુણે શોભતા, સં૦ તારણુ તરણુ જહાજરે; વિ૦

ઇંદ્રથી અધિકો ભોગવે; સં૦ આતમ સુખ મુનિરાજરે; વિ૦ ૧૦
ઓગણીશે સતાવને, સં૦ જુનાગઢ ચોમાસરે; વિ૦
વીર મુનિ ગુરૂ વાંદતા, સં૦ પામિયે શાંતિ નિવાસરે; વિ૦ ૧૧

---

## મુનિવર્યના ગુણ વિષે ગહુંલી ૧૩ મી.

( હારે મારે આશો માસે શરદ પુનમની રાતજો—એ દેશી. )

હારે મારે ગુરૂ ગુણ દરીયો ભરીયો ન છલકાય જો,
જ્ઞાન તરંગી લ્હેરો નિશદિન ઉછળે રે લોલ;
હારે મારે જ્ઞાનાદિ રયણે ગંભીર મુનિરાજ જો,
પરીષહ નદીઓના પુરથી તે નવિ ચળે રે લોલ; ॥ ૧ ॥
હારે મારે પંચ મહાવ્રત પંચામૃત ક્ષીર નીર જો,
પાવન કરતા નિજ પદ કર્મ મળ પરિહરે રે લોલ;
હારે મારે ભવિજન પંખી આવી બેસે તીર જો,
શાંત સુધારસ પાન કરી ભવ ભય હરે રે લોલ. ॥ ૨ ॥
હારે મારે આઠ પ્રવચન માતા પ્રવહણ નિર્ધાર જો,
ચરણ કરણના ગહન સ્તંભથી શોભતું રે લોલ;
હારે મારે છકાય જીવ રક્ષણ કરી તારે પાર જો,
પુણ્ય પવન સંયોગથી નવ થોભતું રે લોલ. ॥ ૩ ॥
હારે મારે ગુરૂ ગુણસાગર મન ગાગર ન સમાય જો,
સહજ માત્ર ગુણ ભક્તિ ભાવથી ઉદ્ધર્યો રે લોલ;

હારે મારે શાંત દાંત ને ગીતાર્થ મુનિરાય જો,
સત્યાવીશ ગુણુ ગણુથી જેહ પૂરણુ ભર્યો રે લોલ. ॥ ૪ ॥
હારે મારે એહવા મુનિને નમતા નવ નિધિ થાય જો,
ભવ ફેરીની શેરીમાં જીવ નવિ ભમે રે લોલ;
હારે મારે ગુરૂ પદ પંકજ મન મધુકર લપટાય જો,
એવા ગુરૂને સાંકળચંદ સદા નમે રે લોલ. ॥ ૫ ॥

---

## ચરણુ સિત્તેરી અને કરણુ સિત્તેરીની ગહુંલી ૧૪ મી.

( હું તુજ આગળ શી કહું કનૈયા—એ દેશી )

ગહુંલી ગાઓ ગુરૂની સદા હો લાલ,
જે ગિરૂઆ ગુણુવંતરે, હું વારી લાલ,
ચરણુ કરણુની સિત્તેરી હો લાલ,
ધારક તે સુણો સંત રે; હું વારી લાલ. ગ૦ ॥૧॥
પંચ મહાવ્રત પાળતા હો લાલ,
દશ યતિ ધર્મ ઉદાર રે; હું વારી લાલ.
સંયમ સત્તર પ્રકારનો હો લાલ,
સેવે એ અણુગાર રે; હું વારી લાલ. ગ૦ ॥૨॥
વૈયાવચ્ચ દસહા કહી હો લાલ,
બ્રહ્મ વિધિ નવ સાર રે; હું વારી લાલ.
જ્ઞાનાદિક ત્રણુ જેહને હો લાલ,
દ્વાદશ તપના ધાર રે; હું વા૦ ગ૦ ॥૩॥

ક્રોધાદિક ચારે તજે હો લાલ,
ચરણ સિત્તરી એહ રે, હું વારી લાલ.
પિંડાદિક ચારે કહ્યા હો લાલ,
લેવે સુજઝતો તેહરે, હું વારી લાલ. ગ૦ ॥૪॥
પંચ સમિતિ સદા ધરે હો લાલ,
ભાવે ભાવના બાર રે, હું વારી લાલ.
દશ હોય પડિમા જે વહે હો લાલ,
મુનિવર તે સુખ કાર રે, હું વા૦ ગ૦ ॥૫॥
ઇંદ્રિય પંચ ને રોધતા હો લાલ,
પડિલેહણ પણવિશ રે, હું વારી લાલ.
ક્રિયા જે શુદ્ધિ કરે હો લાલ,
ત્રણ ગુપ્તિ નિશદિશ રે, હું વા૦ ગ૦ ॥૬॥
અભિગ્રહ ચારને આદરે હો લાલ,
વાચંયમ તે શુદ્ધ રે, હું વારી લાલ.
કરણ સિત્તેરી સેવતા હો લાલ,
નર ભવ લહાવો લીધ રે, હું વારી લાલ. ગ૦ ॥૭॥
એહવા ગુરુની આગળે હો લાલ,
ગાવે ગહુંલી નાર રે, હું વારી લાલ.
જસ વિજય ગુરુ સેવતા હો લાલ,
પામે ભવજલ પાર રે, હું વારી લાલ. ગ૦ ॥૮॥

---

## ગુરૂ સ્તુતિ વિષે ગહુંલી ૧૫ મી.

( દાણ માગે કાનુડો દાણ માગે—એ દેશી )

હારે સખી આવો ગુરૂ ગુણ ગાવો,
ફરી સમય ન આવે આવો. ગુરૂ૦ ૧
ગુરૂ ગુણ સાયર નીર ભરીયાં,
હારે પાપ તાપ અંતરનાં હરિયાં. ગુરૂ૦ ૨
સદ્‌ગુરૂનું સમાગમ કરીયે,
હારે જેથી ભવ સાયરને તરીયે. ગુરૂ૦ ૩
ગુરૂ શિખ હૈયામાં ધરવી,
હારે સેવા ભક્તિ ઉમંગથી કરવી. ગુરૂ૦ ૪
ગુરૂ કૃપાથી જ્ઞાન પમાશે,
હારે સઘળા કારજ સિદ્ધ થાશે. ગુરૂ૦ ૫
પરદેશી વિગેરે નર નારી,
હારે તારી કર્યા એકાવતારી. ગુરૂ૦ ૬
એવા ગુરૂજી મુજ મન વસીયા,
હારે જે મુક્તિ રમણીના રસીયા. ગુરૂ૦ ૭

---

## સદ્‌ગુરૂના ગુણ વિષે ગહુંલી ૧૬ મી.

( બેની ચાંદલીયો ઉગ્યોને હરણી આથમી રે—એ રાગ. )

બેની સૈયરો સાથે તું ચાલ રે, વૈરાગી ગુરૂ વાંદશું રે. એ ટેક.

મારા ગુરૂજી તો જ્ઞાન ભંડાર છે રે,
 જેના દર્શને દુરિત દૂર થાય રે; વૈ૦
જેની વાણીમાં મધુરતા રસ ભરી રે,
 જેના નયનમાં અમી વરસાય રે. વૈ૦ ॥ ૧ ॥
જેના મુખ પર શીત શશિ સમીરે,
 જેના ભાલે ઝળકે છે તપ તેજરે; વૈ૦
જેના ચરણુ કમલે કિરિયા વસી રે,
 જેને જોતાં આવે દેવાદિને હેજ રે. વૈ૦ ॥ ૨ ॥
જેના કરમાં કર્મ ક્ષયતા ભરી રે,
 જેના શિરમાં શાંતિ છલકાય રે; વૈ૦
જેના ઉર માંહિ અનુભવ ભર્યો રે,
 જેની જીભમાં જયણા જણાય રે. વૈ૦ ॥ ૩ ॥
જેના અંગોઅંગે દયા ઉભરાય છે રે,
 જેના રોમે રોમે સત્ય ઝલકાય રે; વૈ૦
જેના વેણુથી પ્રાણી શાંતિ લહે રે,
 જેને જોતાં રોગ શોગ દુઃખ જાય રે. વૈ૦ ॥ ૪ ॥
જેના અણુ અણુમાં સાધુતા વરી રે,
 જેના હૃદય ઋજુ ને પ્રેમાલ રે; વૈ૦
એવા મુનિને વીર નમે પ્રેમથી રે,
 એની કૃપા થતાં થઇએ નિહાલ રે. વૈ૦ ॥ ૫ ॥

---

# મુનિ ગુણ વિષે ગહુંલી ૧૭ મી.

મારે સોના સરિખો સૂરજ ઉગિયો—એ રાગ. )

માતા સરસ્વતીને હું વિનવું રે,
લાગુ ગણધરને નિત્ય પાય;
મારે ધર્મ રૂપિયો સૂરજ ઉગીયો રે. એ ટેક.
જ્ઞાન નેત્ર આપી દેખતી કરી રે,
તે તારક ગાઇશ ગુરૂરાય. મારે૦ ॥ ૧ ॥
હું તો ભવાટવીમાં ભૂલી પડી રે,
મળ્યા સદ્‌ગુરૂ સાર્થવાહ; મારે૦
લાવી માર્ગે સંબળ આપીને રે,
પહોંચાડે શિવપુર માંહ. મારે૦ ॥ ૨ ॥
સંસાર સાગર જલથી ભર્યો રે,
મારી નાવ તિહાં ગોથા ખાય; મારે૦
મુને ઉપકારી નિર્યામિક મળ્યા રે,
મારી બેડલી કાંઠે પહોંચાય. મારે૦ ॥૩॥
દેહ રથ ચકડોલે ચડયો રે,
વિષય વાસનામાં ભટકાય; મારે૦
ગુરૂજી જ્ઞાન માર્ગમાં આણીને રે,
રાખ્યો નિજાનંદની માંય. મારે૦ ॥ ૪ ॥
મારૂં મન અશ્વ ઉદ્ધત બની રે,
મને કરાવે પાપ અપાર; મારે૦

ગુરૂ જ્ઞાન ચાબુક લગાવીને રે,
બાંધ્યો અશ્વ આતમને દ્વાર. મારે૦ ॥૫॥
ગુરૂ દીપક ચિંતામણિ સમા રે,
મારા ગુરૂ દેવના છે દેવ; મારે૦
વીર મુનિ કહે સુ ગુરૂ સેવતા રે,
મળે શિવસુખ અહમેવ. મારે૦ ॥ ૬ ॥

---

## ગુરૂ સ્તુતિની ગહુંલી ૧૮ મી.

(રાગ—બનજારાનો.)

સખી સાંભળ તું મારી વાત, મુને ગુરૂ મળ્યા ગુણધારી. એ ટેક.
ગુણ સત્યાવીશે દીપે, પરીષહ બાવીશે જીપે;
નવ વાડથી બ્રહ્મચારી. મુને૦ ૧
વીશ અસમાધીને ટાળે, એકવીશ સબલા વાળે;
દશ યતિ ધર્મના ધારી. મુને૦ ૨
સત્તર વિધ સંયમ પાળે, બાર તપે આતમ અજવાળે;
તેર કાઠિયા દૂર નિવારી. મુને૦ ૩
ભાગ્યવંતને એ ગુરૂ મળશે, તેના પાપો સઘળા ટળશે;
સેવો સદ્ગુરૂ શુદ્ધાચારી. મુને૦ ૪
ગુણવંત ગુરૂના ગુણ ગાતા, થાય સર્વ જીવોને સાતા;
'વીર' સેવો ગુરૂ હિતકારી. મુને૦ ૫

---

## ગુણી ગુરૂ પાસે જવા વિષે ગહુંલી ૧૯ મી.

( હવે મને હરિ નામથી નેહ લાગ્યો—એ રાગ. )

હારે આવા ગુરૂરાજ પાસ નિત્ય જઈયે,
જાતાં અમૂલ્ય લાભ લઈએ રે; હારે આવા૦ એ ટેક.

જ્ઞાન વૈરાગ્યથી સંસાર ત્યાગ્યોરે, મેલા મમત મોહ માયા;
આશા તૃષ્ણાથી રહી દૂરે, આરાધે જિન રાયા રે. હારે૦ ૧
માત તાત સુત ભગિની ને ભ્રાતારે, ભારજા મોહનીનિ વેલી;
કાકા કુટુંબી સગા સંબંધીને, ચાલ્યા વમનવત્ મેલીરે. હા૦ ૨
સંયમ નિર્વાહ સારૂં આ દેહનેરે, આહાર ભાડારૂપ આપે;
વસ્ત્ર પાત્રમાં મમત ન રાખે, અંતર સ્થાપે જિન જાપેરે. હા૦ ૩
શિષ્ય શિષ્યા અને ક્ષેત્રાદિમાં, મારા તારા નવ માને;
નવકલ્પે વિચરે ધરણીમાં, મસ્ત રહે શુભ ધ્યાને રે. હા૦ ૪
જીવ્યાની આશા ને ભય મરણનોરે, લેશ ઉરે નવ લાવે;
માન અપમાને રહે સમભાવી, વીર વંદન કરે ભાવેરે. હા૦ ૫

---

## સાધુજીના દર્શનથી થતા લાભ વિષેની ગહુંલી ૨૦ મી.

[ સહિયર સુણિયેરે જીવાભિગમની વાણી—એ દેશી. ]

સહિયર જઈયે રે મુનિના દર્શન કરવા, લાભ લઈયે રે,
આત્મનું હિત વરવા, સહિ૦ એ ટેક.

ભગવતી અંગે ગૌતમ રંગે, પ્રશ્ન કર્યો ઉમંગે,
લાભ કહો પ્રભુજી ઉચ્છરંગે, રહેતાં મુનિવર સંગે. સ૦ ॥૧॥
ભાંખે ભગવંત સુણુ ગૌતમજી, પ્રશ્ન તેં રુડો ભાંખ્યો,
બોલ દશની પ્રાપ્તિનો ફલ, થાય એમ પ્રભુ દાખ્યો. સ૦ ॥૨॥
શ્રવણુ જ્ઞાન વિજ્ઞાન વળી ફલ, પચ્ચક્ખાણુ સંયમ તેમ,
અનાશ્રવ તપ કર્મ ક્ષયને, અક્રિયે લહે શિવ ક્ષેમ. સ૦ ॥૩॥
નવ સહસ્ત્ર મુનિ કૃષ્ણે વાંદ્યા, ભાવથી વારંવારી,
છેલી ચાર નરક કર્મ છેદી, લીધો લાભ અપારી. સ૦ ॥૪॥
જઘન્ય રસે કર્મ કોટીનો ક્ષય, ઉત્કૃષ્ટે જિન થાવે,
ગુલાબ સંગ મુનિ વીર પ્રકાસે, જન્મ મરણુ ફરીનાવે. સ૦ ॥૫॥

---

## મુનિના દર્શનથી થતા લાભ વિષે ગહુંલી ૨૧ મી.

( વીર જિન આવ્યા રે ચંપા વન કે ઉધાન—એ દેશી. )

ભવિયણુ ગાવો રે, બાવિશમાં જિન ભાણુ,
બાલ બ્રહ્મચારી રે, આપે પદ નિર્વાણુ. ભવિ૦ એ ટેક.
ફરતાં દેશ વિદેશની માંહિ, પાવન કરતાં ભવિજન ત્યાંહિ;
આવ્યા નગરી દ્વારિકા જ્યાંહી, વરદત્ત આદિરે,
સાધુ સહસ્ત્ર અઢાર, રાજિમતી આદિરે, સાધવી ચાલિશ હજાર;
શેશા વનમાંરે આવ્યા લઇ પરિવાર, ભવિ૦ ॥ ૧ ॥
સમવસરણુ ગઢ ત્રણુથી શોહે, બેસી વિચમાં ભવિ પડિબોહે;
નિરખી સુર નરનાં મન મોહે,

સિંહાસને બેઠા રે યાદવ કુલપતિ રાય;
ચોસઠ ઇંદ્ર રે લળી લળી લાગે છે પાય,
ઇંદ્રાણી ઉભી રે કર જોડી શિશ નમાય. ભવિ૦ ॥ ૨ ॥
વનપાલે જઈ દીધી વધાઈ, પ્રભુ આગમ સુણી તન હરખાઇ,
ઉઠ કોટી રોમ ઉલસાઇ, કૃષ્ણજી આપેરે મુકુટ વર્જી શણગાર;
સાડી બાર કોટી રે, રુપા મહોર ઉદાર,
વનપાલ લેઈ રે પહોંચ્યો નિજ આગાર. ભવિ૦ ॥૩॥
પુર શણગારી કરી તઈયારી, બેઠા ગજ હોદ્દે મોરારી,
સાથે નારી બત્રીશ હજારી,
યાદવો આવ્યા રે સૈન્ય તણો સજી સંચ,
પાંચ ચિન્હ મુકી રે અભિગમ સાચવી પંચ,
વિધિથી વાંદે રે મુકી સર્વ પ્રપંચ. ભવિ૦ ॥ ૪ ॥
નેમ પછિ મુનિ નવ હજારી, નમતાં થાકયો કૃષ્ણ મોરારી,
સ્વેદ વળ્યો વપુ મધ્યે ભારી,
ત્રણસો સંગ્રામે રે કરતાં ન થાકયો લિગાર,
આજ તે હું થાકયો રે કહો પ્રભુ કવણ વિચાર,
સંદેહ ભાંગો રે ગરીબ નિવાજણ હાર. ભવિ૦ ॥ ૫ ॥
ભગવંત ભાંખે સુણ ગિરધારી, નરક થાક ઉતર્યો બહુ ભારી.
થયો હલકો તું કર્મ સંહારી,
નરક ઘટાડી રે, અંતિમ દુઃખ કર ચાર,

કર્મ કાપી રે, કીધો પરિત સંસાર;
લાભ ભલો લીધો રે વાંદ્યા ભાવે જિવાર. ભવિ૦ ॥ ૬ ॥

કમર કસીને બે કર જોડી, કરે વંદન વળી દોડી દોડી,
કહે પ્રભુજી સુણ વાત તું મોરી,
લાભ અજાણ્યા રે, જાણ્યા લાભ ન થાય,
તે સુણી માધવ રે બેઠા સ્થિર કરી કાય,
મન વચ તનથી રે સેવે પ્રભુજીના પાય. ભવિ૦ ॥ ૭ ॥

સાંભળી મધુરી પ્રભુ મુખવાણી, શત્યભામા રૂખમણી પટરાણી,
ગાવે ગીત મધુર સ્વર તાંણી,
સ્તવના કરતી રે વાંદી નિજ ઘર જાય;
કૃષ્ણ પરે જે વાંદે રે, ભાવે પરમ દિલલાય,
વીર મુનિ ભાંખે રે, ભવો ભવ પાપ પુલાય. ભવિ૦ ॥ ૮ ॥



# વ્યાખ્યાને ગાયન ગહુંલી પ્રકરણ ॥૩॥

---

## વ્યાખ્યાનમાં અગર વ્યાખ્યાન બાદ ગાવાની ગહુંલીયો.

---

### ગહુંલી ૧ લી.

( પાવા પુરી જિનરાજ પાવન કરવા રે—એ રાગ. )

કરે પુસ્તક મુખે મુહપતિ, ગુરૂ શોહે છે,
બોલે મધુરા વેણુ, મુજ મન મોહે છે;
યતનાથી જોઇ કરી, પગ મેલે છે,
સ્થિર રાખી ને નેણુ, પાપને ઠેલે છે. ॥ ૧ ॥
જીવ અજીવના ભેદને, બતલાવે છે,
દેખી જીવ સમૂહ, દયા દર્શાવે છે;
પુણ્ય પાપ સ્વરૂપને, સમજાવે છે,
આશ્રવના પંચ દ્વાર, દૂર તજાવે છે. ॥ ૨ ॥
સંવર નિર્જરા ભવ્યને, આદરાવે છે,
બંધ જે કર્મના ચાર, દૂર કરાવે છે;
કર્મહિન કરી મોક્ષના, સુખ આળે છે,
વિકટ વિષય વિકાર, ગુરૂજી ટાળે છે. ॥ ૩ ॥
ભ્રમર પરે કરી ગૌચરી, પિંડને પાળે છે,
પરીષહ સહી અઘોર, કર્મને બાળે છે;

કનક ને કામની થકી, મન વાળે છે,
જીતી પાંચે ચોર, આતમ અજવાળે છે. ॥ ૪ ॥
ધન્ય માતા તેં જનમિયા, પુણ્યવંતાજી,
ધન્ય પિતા કુલવંશ, સુત ગુણવંતાજી;
ધન્ય જેણે ગુરૂ આદર્યા, મહાભાગીજી,
મતિયે નિર્મલ હંસ, સંસારના ત્યાગીજી. ॥ ૫ ॥
ઓગણીસેં સતાવને, ગુણ ગાયાજી,
જુનાગઢ મોઝાર, હરખ સવાયાજી;
વીર મુનિ ગુરૂ ગાવતા, ઉલ્હાસેજી,
પામે શિવ સુખ સાર, વિશવાવિશેજી. ॥ ૬ ॥

---

## વાણી મહિમા વિષે ગહુંલી ૨ જી.

(વાડીના ભમરા, દ્રાખ મીઠી રે ચાંપાનેરની—એ રાગ)

જીરે ચાલો સજની ગુરુ બોધમાં,
જીરે બોધ સાંભળ્યાં દુઃખ જાય રે;
ગુણવંતી બેની, વીર વાણીરે સુણીએ શાંતિથી. એ ટેક.
જીરે સુધર્મ ગૃણીની પાટે બેસીને;
જીરે વાંચે સિદ્ધાંતના ન્યાય રે. ગુ૦ ॥ ૧॥
જીરે આગાર અણગાર ધર્મનાં;
જીરે ભેદ બતાવે રૂડી પેર રે; ગુ૦

જીરે દાન શિયલ તપ ભાવના,
જીરે સ્વરૂપ સમજાવે કરી મ્હેર રે. ગુ૦ ॥ ૨ ॥
જીરે દેવ ગુરૂ દયા ધર્મનાં,
જીરે ઓળખાવે શુદ્ધ સ્વરૂપ રે; ગુ૦
જીરે નાણુ દર્શણુ ચરણુ રત્નની,
જીરે વ્યાખ્યા આપે છે અનૂપ રે. ગુ૦ ॥ ૩ ॥
જીરે નાત જાતના ભેદો તજી;
જીરે બાળ વૃદ્ધ ને યુવાન રે; ગુ૦
જીરે સર્વ ધર્મની સભા મધ્યે,
જીરે કરે છે સત્યનું ધ્યાન રે. ગુ૦ ॥ ૪ ॥
જીરે નિઃસ્વાર્થી નિર્લોલચી,
જીરે મમતા નહિ લવ લેશ રે; ગુ૦
જીરે દિયે પરમાર્થે દેશના,
જીરે રંક તવંગરને બેસ રે. ગુ૦ ॥ ૫ ॥
જીરે અમિય સમાણી વાણી સાંભળી,
જીરે પ્રગટયો પ્રમોદ અપાર રે; ગુ૦
જીરે વીર મુનિ વીર વાણીથી,
જીરે લહિરે અચલ સુખ સાર રે. ॥ ૬ ॥

---

## વ્યાખ્યાન સાંભળવા જવા વિષે ગહુંલી ૩ જી.

( ચાલો સાધુજીને વાંદવા રે—એ રાગ. )

સૈયરો મોરી આજનો દિન આનંદનો રે,
સુણીયે શાસ્ત્ર સિદ્ધાન્ત રે; સૈયર મોરી,
જગના ધંધા સર્વે તજી રે,
તજી વાસના મિથ્યાત રે, સૈયર મોરી. આજ૦ ૧
કાળ અનંત નિગોદમાં રે; સહ્યા દુઃખ અપાર રે, સૈ૦
પૃથ્વી અપ તેઉ વાયુમાં રે,
વનસ્પતિ વિવિધ પ્રકાર રે. ૦સૈ આજ૦ ૨
બી તિ ચઉ ને અસંજ્ઞીમાં રે, તેમ નરક મોઝાર રે, સૈ૦
વીર શ્રદ્ધા વિણુ આથડયો રે,
ઘોર અજ્ઞાન અંધકાર રે. સૈ૦ આજ૦ ૩
પુણ્યે નર ભવ પામિયો રે, આર્ય ક્ષેત્ર ભલું કુળ રે, સૈ૦
પૂરે સાધને કાયા સાંપડી રે,
વળી લહ્યો ધર્મ અનુકુળ રે. સૈ૦ આજ૦ ૪
સદ્ગુરુ ભાગ્યોદયે મળ્યા રે, અપૂર્વ વેણુ વદનાર રે, સૈ૦
શ્રવણુ પવિત્ર થશે આપણા રે,
નવ નવા સુણી અધિકાર રે. સૈ૦ આજ૦ ૫
દ્રાખ સાકર ને આંબા થકી રે, મીઠી છે ગુરુજીની વાણી રે, સૈ૦
સુણ્યા તૃપ્તિ ન વળે કદિ રે,
જાણે સુધા તણી ખાણી રે, સૈ૦ આજ૦ ૬

અંગ ઉપાંગ મૂલ છેદના રે, રહસ્યો સમજાવે અપાર રે. સૈ૦
વીર મુનિ સુણ્યા થકી રે,
થાય પરિત સંસાર રે. સૈ૦ આજ૦ ૭

---

## દેશના વિષે, ગહુંલી ૪ થી.

( વાડીના ભમરા, દ્રાખ મીઠી રે ચાંપાનેરની—એ રાગ. )

મુનિવર અરજ સાંભળો સંઘની ભાવથી,
મુનિ રાજ, રહોને અહીં સ્થિર વાસ રે,
ગુણવંતા ગુરૂજી, ભલી રે દીધી રે અમને દેશના. એ ટેક
મુનિવર, અમૃત વાણી જેવી દેશના,
મુનિરાજ, સાંભળશું મન ઉલ્હાસ રે, ગુણ૦ ૧
મુનિવર, જોગ મલ્યો છે પૂરણ ભાગ્યથી,
મુનિ રાજ, દાન શીલ તપ ભાવ રે; ગુ૦
મુનિ વર, સાર સમજાવી ઘોછો દેશના,
મુનિરાજ, અમને લેવરાવો ધર્મ લાવ રે, ગુ૦ ૨
મુનિવર, સગપણ જોડયા છે ભવોભવ ફરી,
મુનિરાજ, જાણ્યો છે સ્વાર્થીયો સંસાર રે; ગુ૦
મુનિવર, નથી કોઇ ઠામ ઠરવા તણું,
મુનિરાજ, નથી કોઈ પેર ભવમાં આધાર રે. ગુ૦ ૩
મુનિવર, દેવ ગુરૂની અમને આસતા,
મુનિરાજ, ખરૂં સગપણ ધર્મનું સાર રે; ગુ૦

મુનિવર, એવું સગપણ જાણી તુમ થકી,
મુનિરાજ, કરૂં છું વિનંતી વારં વાર રે. ગુ૦ ૪
મુનિવર, ઉમેદવારી પૂરો સંઘ તણી,
મુનિરાજ, કરોને ધર્મ ઉપકાર રે; ગુ૦
મુનિવર, જીભ એક ને ગુણ છે તુમ ઘણા,
મુનિરાજ કેમ કરી પામું તેહનો પાર રે. ગુ૦ ૫

---

## વ્યાખ્યાન પછી હર્ષાવેષમાં બોલવા વિષે ગહુંલી ૫ મી

(સોનનું સ્વરૂપ જોઇ ઉર અકળાય—એ રાગ.)

આજે આનંદ મારે આજ દીવાળી,
ઋષિરાજ તણી વાણી, સાંભળી રૂપાળી, આ૦ ૧
ત્યારની લાગી છે મારા ઘટડાંમાં તાળી,
પ્રબોધ આપીને નાખ્યું મનડું પલાળી, આ૦ ૨
ભુલાવી નાખી છે મારી ટેવ ભમરાળી,
ઉત્તમ બન્યા છો આપ કુળ અજવાળી, આ૦ ૩
જુગતી કરી જણાવી જગતની જાળી,
માયાળુ તમે છો જૈન બાગ તણા માળી, આ૦ ૪
નમન કરૂં છું ગુરુ આપને નિહાળી,
સંત શિષ્ય ભાવે સુણનાર ભાગ્યશાળી. આ૦ ૫

---

## મહાવીરની દેશના વિષે ગહુંલી ૬ ઠી.

[ અને હાંરે વાલોજી વાયે છે વાંસળી રે–એ રાગ. ]

અરે હાંરે વીરજી દીયે છે દેશના રે,
ચાલો ચાલો, સહીયરનો સાથ;
સુરવર ક્રોડા ક્રોડી તિહાં મળ્યા રે,
પ્રભુ વરસે છે ત્રિભુવન નાથ. વીર૦ ॥ ૧ ॥

અને હાંરે સમવસરણુની શોભા શી કહું રે,
જિહાં મુનિવર ચૌદ હજાર;
મહા સતી ચંદનબાલા માવડી રે,
સહુ સાધવી છત્રીશ હજાર. વીર૦ ॥ ૨ ॥

અને હાંરે ગણુધર પૂજ્ય અગ્યાર છે રે,
તેહમાં ગૌતમ સ્વામી વજીર;
ત્રણુસેં ચઉદપૂર્વી દીપતાં રે,
શ્રુત કેવલી જબ વડ વીર. વીર૦ ॥ ૩ ॥

અને હાંરે સાતશેં કેવલી જંગત પ્રભા કરૂ રે,
તે તો પામ્યા છે ભવ તીર;
પાંચશે વિપુલ મતિ પરિવાર છે રે,
સહુ પરિકર છે પ્રભુ વીર. વીર૦ ॥ ૪ ॥

અને હાંરે આણુંદ શ્રાવક સમકિત ઉચ્ચરે રે;
વળી દ્વાદશ વ્રત જયકાર;

એક લાખ ઓગણુશાઠ હજારમાં રે,
મૂખ્ય શ્રાવક દૃઢ વ્રત ધાર. વીર૦ ॥ ૫ ॥
અને હાંરે સખી વચણે ઉજમાલી બાલિકારે,
આવી વંદે પ્રભુજીના પાય;
મહા મંગલ પ્રભુજીના આગલે રે,
પૂરે ચઉ મંગલ સુખદાય. વીર૦ ॥ ૬ ॥
અને હાંરે સાતમું અંગ ઉપાસક સૂત્રમાં રે,
પ્રભુ દીપવિજય કવિરાજ;
આણુંદ સરિખા દશ શ્રાવક કહ્યા રે,
લહેશે એક ભવે શિવપુર રાજ. વીર૦ ॥ ૭ ॥

---

## સમવસરણુ વિષે ગહુંલી ૭ મી.

અરિહા આવ્યા રે ચંપાવનકે મેદાન,
સુરપતિ ગાયારે શાસનકે સુલતાન. એ ટેક.
સમવસરણુ સુર મળી વિરચાવે,
ફુલ અચિત જલ થલ સમ લાવે,
જાણીએ વિકસ્યા સમ વરસાવે,
ઉપર બેસે રે, મુનિ મુખ પ્રખદા બાર,
પ્રભુ મુખ જોતા રે આણી હર્ષ અપાર,
તત્ત્વાવતારી રે પ્રવચન સાર ઉદ્ધાર. અ૦ ૧

પુરી શણગારી કોણિક રાયા,
જલ છટકાવિ ફુલ બિછાયા,
સજી સામઇયું વંદન આયા,
ઉવવાઈ સૂત્રે રે, દેશના અમૃત ધાર,
ગૌતમ પૂછે રે, અંબડના અધિકાર,
અદત્ત ન લેવે રે, સાત સયા પરિવાર. અ૦ ૨
પાણી છતે તરસ્યા વ્રત પાલી,
ગંગા રેત વચ્ચે સંથારી,
દેવલોકે પંચમ અવતારી,
અંબડ નામે રે તે સહુને શિરદાર,
અવધિ જ્ઞાની રે વૈક્રિય લબ્ધિ ઉદાર,
તાપસ વેશે રે પાળે અણુવ્રત બાર. અ૦ ૩
તે ગુણ દરિયા કૌતુક ભરિયા,
કંપિલ પુર માંહિ સંચરિયા,
નિત્ય નિત્ય સો ઘર વસતી વરિયા,
સહુકો જાણે રે, અમ ઘર ઓચ્છવ થાય,
ઘર ઘર હાંશે રે કૌતુક જોવા તે જાય,
દેવ ભવાંતરે રે, અંબડ મુક્તિ વરાય. અ૦ ૪
સાંભળી હઇડે હર્ષ ભરાણી,
બહુત સાહેલીની ઠકુરાણી,
નામે સુભદ્રા ધારણી રાણી,

ચીર પટોલી રે, પહેરી વંદન જાય,
ઘુંઘટ ખોલી રે અંજલી શીશ નમાય,
સાહેલી સાથે રે લળી લળી લાગે છે પાય. અ૦ ૫
ચતુરા ચઉદિશે ફરી આવે,
કરે પ્રદક્ષિણા મન ભાવે,
શ્રી શુભ વીર ચરણુ ચિતલાવે,
મંગલ ગાવે રે, રંભા અપછરા નાર,
બહુ ચિરંજીવો રે, ત્રિસલા માત મલ્હાર,
જગતનો દિવો રે વિશ્વંભર જયકાર. અ૦ ૬

---

## ગુરુના વ્યાખ્યાનની મહત્તા વિષે ગહુંલી ૮ મી.

( આછી પછેડી ખાજલીઆરી ભાત—એ રાગ. )

સુમતિ સખી હરખી ગુરૂ મુખ નિરખી,
તીન રતન જોયા પરખી રે,
ધન્ય ભાગ્ય હમારા, દર્શન દીઠા તમારા રે. ધન્ય૦ ભા૦ એ ટેક.
જાનુ ઢાલી દોય હાથ જ જોડી,
શિશ નમાવી માન મોડી રે. ધન્ય૦ ૨
પહેલું વંદન જ્ઞાન વિચારી,
જેથી અજ્ઞાન જાય હારી રે. ધન્ય૦ ૩
જાણ્યા જીવાદિક મોક્ષ સિદ્ધાંત

જ્ઞાનના બળીઆ મહાંત રે. ધન્ય૦ ૪
બીજું વંદન કરૂં સમકિત ધારી,
શુદ્ધ શ્રદ્ધા સુવિચારી રે. ધન્ય૦ ૫
મિથ્યાત પર્જવ ટાળ્યા હમારા,
તત્ત્વ જ્ઞાની ગુરુજી મ્હારા રે. ધન્ય૦ ૬
ત્રીજું વંદન કરૂં સંયમ રાગી,
અવ્રતના તમે ત્યાગી રે. ધન્ય૦ ૭
સુમતિ વર્યા પણ છો બ્રહ્મચારી,
ત્રિકાળ વંદન લેજો મ્હારી રે. ધન્ય૦ ૮
જ્ઞાન દર્શન ત્રીજો સંજમ રત્ન,
કરજો તેહની ઘણી જતન રે. ધન્ય૦ ૯
ધન્ય દહાડો ધન્ય પોર ઘડી છે,
વેળા અમૂલ્ય જડી છે રે. ધન્ય૦ ૧૦
ઉમેદ રહેતી મનમાં હમારે,
મળશો જગત ગુરૂજી ક્યારે રે. ધન્ય૦ ૧૧
ભલે ભાવે ગુરુજીના દર્શન મળીયા,
સંઘના મનોરથ ફળીયા રે. ધન્ય૦ ૧૨

## મહાવીર પ્રભુની વાણી વિષે ગહુંલી ૯ મી.

(હારે મારે આસો માસે શરદ પુનમની રાત જો—એ રાગ.)

હારે મારે ઠામ ધર્મના સાડા પચવીશ દેશ જો,
દીપે રે ત્યાં દેશ મગધ સહુમાં શિરે રે લોલ;

હારે મારે નગરી તેહમાં રાજગૃહી સુવિશેષ જો,
રાજે રે તિહાં શ્રેણિક ગાજે ગજ પરે રે લોલ. ૧
હાંરે મારે ગામ નગર પુર પાવન કરતા નાથ જો,
વિચરંતા ત્યાં આવી વીર સમોસર્યા રે લોલ;
હારે મારે ચૌદ સહસ્ર મુનિવરનો સાથે સાથ જો,
તેણે આત્મ સંયમ તપ શીલે અલંકર્યા રે લોલ. ૨
હારે મારે ફૂલ્યા રસ ભર ઝુલ્યા અંબ કદંબ જો,
જાણી રે ગુણિયલ વન હસી રોમાંચિયો રે લોલ;
હારે મારે વાયા વાયા સુવાય ત્યાં અવિલંબ જો,
વાસે રે પરિમલ ચિહું પાસે સંચર્યો રે લોલ. ૩
હારે મારે દેવ ચતુર્વિધ આવે ક્રોડાક્રોડ જો,
ત્રિગડા રે મણિ હેમ રજતનો તે રચે રે લોલ;
હારે મારે ચોસઠ સુરપતિ સેવે હોડાહોડ જો,
આવી રે પગે લાગી ઇંદ્રાણી નચે રે લોલ. ૪
હારે મારે મણિમય હેમ સિંહાસન બેઠા આપ જો,
ઢાલે રે સુર ચામર મણિ રત્ને જડયા રે લોલ;
હારે મારે સુણતા દુંદુભિ નાદે ટળે સવિ તાપ જો,
વરસે રે સુર ફુલ અચિત્ત જાનુ અડયા રે લોલ. ૫
હારે મારે નાદ અવાજે ગાજે ઘન જેમ અંબ જો,
રાજે રે જિનરાજ સમાજના સ્થાનમાં રે લોલ;
હારે મારે નિરખી હરખી આવે જનના વૃન્દ જો,

શ્રમણા મેગી રહે એક તાનમાં રે લોલ. ૬
હારે મારે આગમન જાણી જિનનું શ્રેણિક રાય જો,
આવ્યો રે પરવરી હય ગય રથ પાયગે રે લોલ;
હારે મારે દઈ પ્રદક્ષિણા વાંદી બેઠા ઠામ જો,
સુણવારે જિન વાણી મ્હોટે માયગે રે લોલ. ૭
હારે મારે ત્રિભુવન નાયક લાયક તવ ભગવંત જો,
આણીરે જન કરૂણા ધર્મ કથા કહે રે લોલ;
હારે મારે સહજ વિરોધ વિસારી જગના તંત જો,
સુણવારે જિન વાણી મનમાં ગહ ગહે રે લોલ. ૮

---

## ગુરૂ ઉપદેશ વિષે ગહુંલી ૧૦ મી.

(વિવેકની વાટડી અમે જોતા રે, એ—રાગ.)

જ્ઞાની ગુરૂરાજ બોધ સુણાવે રે,
ચાલો બેનો સાંભળવા ભાવે, જ્ઞાની૦ એ ટેક.
તન ધન ને અનિત્ય બતાવે રે,
મોહ મિથ્યા મત તજાવે રે,
જૈન માર્ગમાં ઝટ લાવે. જ્ઞા૦ ૧
દેવ ગુરૂ ધર્મ ઓળખાવે રે,
વિષય કષાયને મુકાવે રે,
સમકિત રત્ન અદરાવે જ્ઞા૦ ૨

વીર ચરિત્ર ભાવે સુણાવે રે,
સ્વર્ગ નરક સ્વરુપ સમજાવે રે,
અનાદિ વાસના દૂર કરાવે. જ્ઞા૦ ૩
ધર્મ બીજ ભવિ ઉર વાવે રે,
સત્ય વારિ સિંચી વિકસાવે રે,
મોક્ષ ફલ પ્રેમેથી ચખાવે. જ્ઞા૦ ૪
ગુરૂ દયા સદા દરશાવે રે;
ભાવે શાંતિનો પાઠ પઢાવે રે,
ગુરૂ ગુણનો પાર ન આવે. જ્ઞા૦ ૫
ગુરૂ કૃપાથી સત્ય જ્ઞાન આવે રે,
ફરી લક્ષ ચોરાસીમાં નાવે રે,
વીર મુનિ ગુરુ ગુણ ગાવે. જ્ઞા૦ ૬

---

## ગુરૂ ઉપદેશ વિષે ગહુંલી ૧૧ મી.

( રાગ—ઉપર પ્રમાણે. )

ત્યાગી મુનિરાજ ઉપદેશ આપે રે,
ભવ અનંતના કર્મો કાપે, ત્યાગી૦ એ ટેક.
ગુરૂ પાટે બેસી બોધ આળે રે,
નર નારીનાં સંશય ટાળે રે,
સમ દૃષ્ટિએ સર્વને ભાળે, ત્યાગી૦ ૧

ઉચ્ચ નીચના ભેદ ન રાખે રે,
સત્ય સિદ્ધાંત સર્વને દાખે રે,
કંકાસ ક્લેશને કાઢી નાખે. ત્યાગી૦ ૨

જ્ઞાનાદિક તણા અતિચાર રે,
સમજાવે વિવિધ પ્રકાર રે,
અદરાવે શ્રાવક વ્રત બાર. ત્યાગી૦ ૩

કનક કામિની મોહ ઉતરાવે રે,
આરંભ પરિગ્રહથી દૂર હઠાવે રે,
સંવર નિર્જરા માર્ગે લાવે. ત્યાગી૦ ૪

કર્મ બાંધ્યાના પાપ અઢાર રે,
વિષય પ્રમાદ કષાય ચાર રે,
તજાવે પાપ વ્યાપાર, ત્યાગી૦ ૫

નિયમ ત્યાગ કરાવી અપાર રે,
અટકાવે દુર્ગતિ દ્વાર રે,
આપે શિક્ષા સદા હિતકાર. ત્યાગી૦ ૬

વીર વાણીને ગુરૂજી મલાવેરે;
જેહ ધારે તે સુરગતિ પાવેરે,
વીર મુનિ અંતે શિવ જાવે. ત્યાગી૦ ૭

---

## ઉપદેશ વિષે ગહુંલી ૧૨ મી.

( ગોકુલની ગોવાલણી—એ રાગ. )

આજ ભલો ઉપદેશ છે, મ્હેની સાંભળો ભાવે;
વિષય કષાયને વારજો, એવો અવસર નાવે. આજ૦ ૧
નિદ્રા મેલો પરનિંદા તજો, વિકથા નવ કરીએ,
ચંચલ મનને રોકીને, ધ્યાન ધર્મનું ધરીએ. આજ૦ ૨
પાંચ ઇંદ્રિયના વિકારને, તજી નિર્મોહમાં રહેજો,
આતમ હિત વિચારવા, સુમતિ સંગ લેજો. આજ૦ ૩
ગુરૂજીની કૃપા મેળવી. કરો વિનય વિવેક,
જ્ઞાન ભણી ગણજો તમે, રાખજો રૂડી ટેક. આજ૦ ૪
વિષય કષાયના ભોગમાં, જે પડે તે સંસારી,
રઝળશે તે સંસારમાં, તરે નહિ ભવ પારી. આજ૦ ૫
છોડી જાણે જુગતે કરી, પાંચ ઇંદ્રિયના ભોગ,
ઉમેદવારી પૂરી થશે, જેને આતમ યોગ. આજ૦ ૬

---

## ગુરૂ મહારાજના બોધ વિષે ગહુંલી ૧૩ મી.

( ભવી તમે સુણજોરે ભગવતી સૂત્રની વાણી,–એ રાગ )

ભવી તમે સુણજો રે, ગુરૂમુખ મધુરી વાણી;
દિલમાં ધરજોરે, સમતા રસ ગુણખાણી. ભવી૦ એ ટેક.
ઉત્તમ કુળમાં જન્મ લઈને,

બાળપણે વ્રત લીધાં;
શાસ્ત્ર અનેક ભણીને ગુરૂજી,
બોધ અનેકને દીધાં. ભવી૦ ૧
નામ સમાન ગુણે શોભતા,
સમિતિ ગુપ્તિના ધારી,
આતમ ધ્યાનમાં તે રહે લીના,
ભીના જિન ગુણે ભારી. ભવી૦ ૨
આતમ અનુસારી કિરિયામાં,
અપ્રમત્ત ગુરૂરાયા;
તૃષ્ણા તરુણીથી મન તાણી.
સંજમ તાન લગાયા. ભવી૦ ૩
ગામ નગર પુર દેશ વિદેશે,
વિચરતા વ્રત ધારી;
બહુ જનને પ્રતિબોધ દઈને,
દુર્મતિ દૂર નિવારી. ભવી૦ ૪
સંશય શત્રુ ભયંકર ભારી,
ભયથી નિર્ભય કીધા;
જિનમત તત્ત્વ સ્વરુપ બતાવી,
જ્ઞાન લોચન અમ દીધા. ભવી૦ ૫
કુમતિ વાદ મિથ્યા મત વારી,
કીધો મહા સુપસાય;

ઝળાહળ દીવડા જિન વાણીના,
પ્રગટાવ્યા ગુરૂરાય. ભવી૦ ૬
એહ ઉપકાર તમારો કહો ગુરૂ !
વિસાર્યો કિમ જાય ?
સમરણ કરી ઉપકારી તણું સહુ,
ગુણ ગાતાં દુઃખ જાય. ભવી૦ ૭
જ્ઞાન વધે જ્ઞાની ગુણ ગાતાં,
જ્ઞાન ગુણેથી ભરિયા;
મહા મુનિરાજ ગુરૂ ગુણ દરિયા,
કેમ તરાયે તરિયા. ભવી૦ ૮

---

## વ્યાખ્યાની મુનિરાજના ગુણગ્રામ વિષે ગહુંલી ૧૪ મી.

(દ્રૌપદી ! તારા પતિનાં વેણ કે ક્ષિણ ક્ષિણ સાંભળે રે લોલ—એ રાગ.)

બ્હેની ગુણવંતા મુનિરાજ કે પુરમાં પધારિયા રે લોલ,
બ્હેની પંડિત ને વાચાલ કે બંહુ જન તારિયા રે લોલ;
બ્હેની વ્યાકર્ણ કાવ્ય સાહિત કે નિઘંટ છંદ જાણિયા રે લોલ,
બ્હેની ન્યાય સાંખ્ય વેદાન્ત કે તત્ત્વ ઉર આણિયા રે લોલ. ૧
બ્હેની ષટ દ્રવ્ય ને નવતત્ત્વ કે નય ભેદો ઘણા રે લોલ,
બ્હેની નિક્ષેપ ને પ્રમાણ કે જ્ઞાતા તેહ તણા રે લોલ;
બ્હેની અગમ નિગમનાં જાણ કે સંગ જાળો મુખે રે લોલ,
બ્હેની સ્વ પરમત સિદ્ધાંત કે પારંગત થયા સુખે રે લોલ. ૨

બ્હેની મિથ્યામતિનાં માન કે ભાંગે મહા મુનિ રે લોલ,
બ્હેની પંડિતો સુણી વાણી કે ભણે છે જય ધ્વનિ રે લોલ;
બ્હેની રાય રાણા નમે શિર કે આવે ધનવંતો ઘણા રે લોલ,
બ્હેની આપે સર્વેને સમબોધ કે ભેદ ન મત તણા રે લોલ. ૩
બ્હેની નહિ લાલચ લોભ લગાર કે સહુને સરિખો કહે રે લોલ,
બ્હેની ખળ મૂર્ખનાં સુણી વેણ કે સમતાથી સહે રે લોલ;
બ્હેની હોય જે નિર્બુદ્ધિવાન કે શાન્તિએ સમજાવતા રે લોલ,
બ્હેની નહિ શિર રીશનો અંશ કે ઋજુએ રિઝાવતા રે લોલ. ૪
બ્હેની નહિ ગચ્છ સંઘાડાના ભેદ કે નહિ મમતા મને રે લોલ,
બ્હેની નહિ મારૂં તારૂં તિલ માત્ર કે આવે કોઈ તે કને રે લોલ;
બ્હેની કોઇ નિરાશ ન થાય કે પામે પ્રસાદી ધર્મની રે લોલ,
બ્હેની ત્યાગ કરાવે અપાર કે ગાંઠ છોડાવે કર્મની રે લોલ. ૫
બ્હેની એવા મુનિની કરતાં સેવ કે બળે કર્મો પૂર્વના રે લોલ,
બ્હેની ધર્મના ચાર પ્રકાર કે શિખવે પાઠ અગર્વના રે લોલ;
બ્હેની તજી વિકથા ને પ્રમાદ કે ચાલો મુનિ દર્શન ભણી રે લોલ,
બ્હેની ત્યાં સુણીશું વીરની વાણી કે આત્મ શાંતિ લેશું ઘણી રે લોલ. ૬
બ્હેની ફરી મળશે નહિ આવો જોગ કે કોઇ કાળે કદા રે લોલ,
બ્હેની આ રત્ન ચિંતામણી ધર્મ કે સેવન કરો સદા રે લોલ;
બ્હેની આ વીર મુનિની શીખ કે જે જન ધારશે રે લોલ,
બ્હેની તે ઉતરશે ભવ પાર કે શિવ મહેલે મ્હાલશે રે લોલ. ૭

---

## વીર પ્રભુની વાણી વિષે ગહુંલી ૧૫ મી.

( રાગ—સલુણાનો. )

વીર પ્રભુની દેશના, સુણીયે ચાલો આજ; બ્હેનીરે;
અમૃતથી મીઠી ઘણી, વાણી વરસે જિનરાજ; બ્હેનીરે. વીર૦ ૧
ભવ દવ તાપ સમાવવા, આષાઢી જળધાર; બ્હેનીરે;
ત્રગડે બેઠા સાહિબા, એહિજ ત્રિભુવન સાર; બ્હેનીરે. વીર૦ ૨
કેશરી મૃગ જોડે રહે, વૈર તણું નહિ લેશ; બ્હેનીરે;
ચઉની કાયના દેવતા, ઉભા જુએ અનિમેષ; બ્હેનીરે. વીર૦ ૩
સુર વધુ ગાય ગહુંલી તિહાં, જગ ગુરૂ આગળ સાર, બ્હેનીરે;
ત્રિશલા નંદ ગાઈને. પામે હર્ષ અપાર, બ્હેનીરે. વીર૦ ૪
શિવ પુર મારગ પૂછવા, આવે બહુ નરનાર; બ્હેનીરે;
પરમાતમ પદ સેવતા, સફળ કરે અવતાર; બ્હેનીરે. વીર૦ ૫
કર્મ નિકાચિત કાપવા, ધ્યાન ધરે મુનિરાય; બ્હેનીરે;
નિત નિત એ પ્રભુ દેખવા, હૈડા મુજ હરખાય. બ્હેનીરે. વીર૦ ૬
શિવ રમણી મન રંજવા, માનું શોભા એહ; બ્હેનીરે;
ચોવિશમાં અરિહંત શું, બાળ મુનિ અધિકો નેહ, બ્હેની. વીર૦ ૭

---

## ગુરૂની વાણી વિષે ગહુંલી ૧૬ મી.

( દ્રૌપદી તારા પતિના વેણ કે, ક્ષિણ ક્ષિણ સાંભળે રે બોલ-એ રાગ. )

બ્હેની અપૂર્વ દહાડો આજ કે હર્ષ વધામણા રે લોલ,
બ્હેની આનંદનો નહિ પાર કે, ભાગ્ય સોહામણા રે લોલ;

બ્હેની ગીતાર્થ ગુરૂરાજ કે, પધાર્યા આપણા રે લોલ,
બ્હેની લેશું લાભ અપાર કે, પાવન આંગણા રે લોલ. ૧
બ્હેની બહુ ગુણવંત દયાળ કે, દર્શન દોહિલા રે લોલ,
બ્હેની પૂર્વ પુણ્ય પસાય કે, તે થયા સોહિલા રે લોલ;
બ્હેની મધુરી મુદ્રા સાર કે, દર્શન દેખીએ રે લોલ,
બ્હેની ધર્મે નર અવતાર કે, સફલો લેખીએ રે લોલ. ૨
બ્હેની નિરખી મુનિ મુખ ચંદ કે, મન આણંદિયે રે લોલ,
બ્હેની નમન કરી જિનરાજ કે, ગુરૂપદ વાંદિયે રે લોલ;
બ્હેની સાંભળી જિન વાણી કે, મધુર મુખ પદમથી રે લોલ,
બ્હેની અર્થ લહિ સુખકાર કે, ડરિયે પાપ કદમથી રે લોલ. ૩
બ્હેની કહી પરમાર્થ વાત કે, કાઢે ફંદ મિથ્યાતના રે લોલ,
બ્હેની ધરિયે તેહશું નેહ કે, દાયક શાંતિ તણા રે લોલ;
બ્હેની સમકિતના દાતાર કે, જડતા નાશવે રે લોલ,
બ્હેની કરતાં તસપદ સેવ કે, લહિયે સુખ સવે રે લોલ. ૪
બ્હેની બલિહારી ગુણવંત કે, જ્ઞાની આતમા રે લોલ,
બ્હેની નિત્યનિત્ય નવલા અર્થ કે, સુણાવે મહાત્મા રે લોલ;
બ્હેની પુણ્યે પામ્યા યોગ કે, ફરી ફરી નહિ મળે રે લોલ,
બ્હેની કરતા ધર્મના કામ કે, સવિ સંકટ ટળે રે લોલ. ૫
બ્હેની દૃષ્ટિ રાગે જેહ કે, મુંઝાણા બાપડા રે લોલ,
બ્હેની ન કરે તે ગુણી સંગ કે, દ્વેષી સાપડા રે લોલ;
બ્હેની નિજ પર તારક સંત કે, નિવારક ભવ તણા રે લોલ,
બ્હેની પદ પ્રણમે જિનદાસ કે, ગુરૂ જ્ઞાની તણા રે લોલ. ૬

---

## શ્રવણ કરવા વિષે ગહુંલી ૧૭ મી.

(ગોકુળ મથુરા રે વ્હાલા—એ રાગ.)

ગુરુજીને નમીએ રે વ્હેની, હવે તમે વાર લગાવો શેની;
ઉપદેશ સુણાવે રે એસો, સુણીને લાભ ઘણો તમે લેશો. ગુરૂ૦ ૧
ગુરૂજી ગુણીયલ રે એવા, સાગર સમ ગંભીર તે કહેવા;
ત્યાગી વૈરાગી રે સોભાગી, મુક્તિ સુંદરીના છે રાગી. ગુરૂ૦ ૨
વિકથા નિવારોરે વ્હેની, હવે તમે કચપચ કરો છો શેની ?
ભવસાગર તરવારે જેહવો, ઉપદેશ આપે તે ધરી લેવો. ગુરૂ૦ ૩
ગુરૂજી તરીઆ રે તારે, ભવીને પણ ભવ પાર ઉતારે;
કરૂણા સાગર રે એવા, દીસે છે શીતળ ચંદ્રના જેવા. ગુરૂ૦ ૪
સમિતિ ગુપ્તિ રે ધારે, કુમતિ ડાકિણ દૂર નિવારે;
સદ્બોધ ગુરૂજી રે આપે, કર્મ મળને નિશદિન કાપે. ગુરૂ૦ ૫
ગુરૂજીએ તજીઓ રે મોહ, હવે શું કરશે લોભને કોહ ?
કર્મ કટકને રે મારે, ક્ષમા રૂપી ખડગની ધારે. ગુરૂ૦ ૬
એવા ગુરૂજી રે સોહે, સંઘ સકળના મનડા મોહે;
સેવા નિશદિન રે ધારે, ખાંતિ કહે ગુરૂ પાર ઉતારે. ગુરૂ૦ ૭

---

## મહાવીર પ્રભુની દેશના વિષે ગહુંલી ૧૮ મી.

પાવાપુરી જિનરાજ પાવન કરવા રે, આવી સમોસર્યા મહાવીર
ભવિક ઉદ્ધરવા રે, ત્યાં સુરનર અપસરા વૃંદ, મળી ઉછરંગે રે;
પ્રભુ ભવિ પ્રણમે પાય, અંગ ઉમંગે રે. ૧

સહુ પરિષદ જિન અનિમેષ, નયને નિરખે રે,
મનમોહન સોવન વાન, જોઇ જોઇ હરખે રે;
તિહાં દેશના દિએ ભગવાન, ભવિ હિતકારી રે,
કહે નિત્યાનિત્ય સ્વરૂપ, ભાવ વિચારી રે, ૨
જયું અક્ષય ચૈતન બ્રહ્મ, જગત વિલાસી રે,
ઉત્પતિ સ્થિતિ લય લીન, દેહી નિવાસી રે,
કરે ઇંદ્રિય વિષય પ્રસંગ, રંગે રાતો રે,
ભવ ભમતો કાલ અનંત, ન ગણે જાતો રે. ૩
અહો લહિ માનવ અવતાર, એળે મ હારો રે;
ધરો સમતા સંવેગ, વિષય વિસારો રે;
સુણી પ્રતિબુજયા નરનાર, વ્રત આચરતા રે,
કેઈ સમકિત સંયમ શીલ, ભાવે ધરતા રે. ૪
જગ તારણ જિનરાજ, મહાવીર સ્વામી રે,
થયા અવિનાશી અવિકાર, શિવ ગતિ પામી રે;
જિન નામે નવ નિધિ હોય, દુર્ગતિ વામે રે,
એમ ઋષિ લાધો ગુણ ગાય, વીરમ ગામે રે. ૫

---

## સુધર્મા સ્વામીની દેશના વિષે ગહુંલી ૧૯ મી.

શુભ જ્ઞાન રસીલી રૂડી દેશના રે લોલ;
ભાંખે સ્વામી સુધર્મ ગણધાર જો;
ખોયો કાલ અનંત ભવ રાશિમાં રે લોલ;
મૂર્ખ જોને તું મન વિચાર જો. શુભ૦ ૧

કોઈ દિન સુરપતિ નરપતિ તું થયો રે લોલ;
પામ્યો હય ગય રાજ ઉદારજો,
કોઇ દિન રોયો એકિલો રાનમાં રે લોલ,
એમ ભટકયો ચેતન નિરધાર જો. શુભ૦ ૨
એક સોય અગ્ર અવકાશમેં રે લોલ,
તિહાં શરીર અસંખ્ય નિગોદ જો;
જીવ અનંત કહ્યા જિન વીરજી રે લોલ,
પ્રાણી તિહાં તુઝ આદ વિનોદ જો. શુભ૦ ૩
વિરચી નિજ ગુણ મોહની છાકમાં રે લોલ,
મોહ્યો અશુભ તણી પર છાયજો,
ભસે શ્વાન દેખી નિજ રૂપને રે લોલ,
પડયો કાચ તણા ઘર માયજો. શુભ૦ ૪
ભમતા ચિહું ગતિ ભવ ચોગાનમાં રે લોલ,
પામ્યો ઉત્તમ એ નર દેહ જો;
ટાળે પાતિક જો ક્ષિણ આદરે રે લોલ
ચરણ ધર્મ તણા ગુણ એહ જો. શુભ૦ ૫
ભરી સુમતિ સરોવર નીરશું રે લોલ,
કરે ઉજવલ નિજ ગુણ ચંદ જો;
કહે હીર મુનિ દેવરાજનો રે લોલ,
ભાંખ્યો એ ઉપદેશ જિણંદ જો. શુભ૦ ૬



# મુનિ પધારતાં ગાવાની ગહુંલી પ્રકરણુ ૨

---

## ગુરૂ સાહમે જવા વિષે ગહુંલી ૧ લી.

( રઘુપતિ રામ હૃદયમાં રહેજ્યે રે—એ રાગ )

ચાલો બેનો આજ ગુરૂ સાહમે જઇએરે, કરી દર્શન પાવન થઈએ.
ચાલો૦ એ ટેક.

ગુરુ લાંબા વિહારથી આવે રે, સકલ સંઘના મનમાં ભાવે રે;
મુખડું જોતાં જ પાપ પુલાવે. ચાલો૦

સજી શણુગાર સુભાગી નાર રે, આવે સાથે લઈ નિજ બાળ રે
ગાએ ગુણુવંતી ગીત રસાળ. ચાલો૦

ધરી વેશ અપૂર્વ રંગે રે, ચાલે બાળકો શિક્ષક સંગે રે
બોલે જય જય નાદ ઉમંગે. ચાલો૦

ચાલે બાળાઓ શિક્ષિકા સાથે રે, ખલકે કંકણો જેહના હાથે રે;
ગુણુ ગાવે મળી એક સાથે ચાલો૦

વર વસ્રો પહેરી સાજન રે, સાથોસાથ ચાલે મહાજન રે;
જાણે સ્વારી આવી રાજન. ચાલો૦

છાજે વદને તેજ સવાયો રે, ગુરૂમુખથી ઉર ઉલસાયો રે;
એમ સામૈયે સંઘ આવ્યો. ચાલો૦

નમે લળી લળી ગુરૂ પાય રે, પુછે સુખ શાંતિ ગુરૂરાય રે;
વીર મુનિ ગુરૂ ગુણુ ગાય. ચાલો૦

---

## ગુરૂ સાહમા જતાં ગાવા વિષે ગહુંલી ૨ જી.

જ્ઞાની ગુરૂને જાઉં વારણે રે લોલ, મોંઘા મૂલેરા મુનિરાય જો;
નમન કર્યા સુખ સંપજે રે લોલ,
પાતિક દૂર પુલાય જો. જ્ઞા૦ ૧
સૂર્ય પ્રકાશે મારે આંગણે રે લોલ, ગુરૂજ્ઞાન પ્રકાશે ભવિ ઉર જો;
ચંદ ચાંદની ભુવિ વિસ્તરી રે લોલ,
ગુરૂ શાન્તિ વિસ્તારી ભરપૂર જો. જ્ઞા૦ ૨
ચંપો ફૂલ્યોરે ફૂલવાડીમાં રે લોલ, ગુરૂ ખીલે દેશનાની માંયજો;
અમોઘ ધારા વાણી વરસતા રે લોલ,
લાગે અમૃત સમ સુખદાય જો. જ્ઞા૦ ૩
ચંદ પરે ચઢતિ ગુરૂની કલા રે લો; ઉદધીની પરે ગંભીર જો;
કમલ પરે ગુરૂ નિર્લેપ છે રે લોલ,
શંખ સરિખો ઉજ્જવલ ઉર જો. જ્ઞા૦ ૪
આજે આનંદ ગુરૂ પધરાવે રે લોલ, દર્શને પ્રમોદ અપાર જો;
વાણી સુણ્યાથી હર્ષ જાગશે રે લોલ,
ગુરૂ નામથી જય જયકાર જો. જ્ઞા૦ ૫
આજનો દિન રળિયામણો રે લોલ, મળ્યા ચિંતામણી ગુરૂરાય જો;
વીર મુનિ ગુરૂ ગુણ ગાઇયા રે લોલ,
સુવઇ ગામની માંય જો. જ્ઞા૦ ૬

---

## ગુરૂ સાહમા જતાં ગાવા વિષે ગહુંલી ૩ જી.

( આવ્યા છે ભવ્ય જીવ તારવા—એ રાગ. )

ચાલોને ગુરૂજીને વાંદવા, સૈયર મોરી ચાલો૦ એ ટેક૦
દૂર દેશથી વિહાર કરીને, આવે આપણને તારવા. સૈ૦ ૧
કષ્ટ વેઠી વેલા વેલા ગુરૂજી, દે છે દર્શન કર્મ કાપવા. સૈ૦ ૨
સહી પરીષહ સમ ભાવથી, આવ્યા સંકટ નિકંદવા. સૈ૦ ૩
ભાગ્ય પૂર્વના પ્રગટ થવાથી, પધાર્યા બોધ ગુરૂ આપવા. સૈ૦ ૪
ધંધા મેલીને ધર્મે ધરી મન, સેવો સુગુરૂ શાંતિ માણવા. સૈ૦ ૫
વીર મુનિ વીરવાણી સાંભળવા, આવો બેનો શિવ પામવા. સૈ૦ ૬

---

## મુનિ સાહમા જતાં વખતે ગાવા વિષે ગહુંલી ૪ થી.

સોહમ સ્વામી પરંપરા, સુખકારી રે ગુરૂજી,
મુનિ ગુણ રતન ભંડાર રે.
વાલા મારા જ્ઞાની રે ગુરૂજી,
આચાર્ય છત્રીશ ગુણે શોભતા, સુખ૦
ધરતાં મહાવ્રત સાર રે. વ્હાલા૦ ૧
પાંચ ઇંદ્રિય સંવર પણે, સુખ૦
નવવિધ બ્રહ્મચર્ય ધાર રે, વ્હાલા૦
પંચાચારજ પાળતા, સુખ૦
ટાળે ક્રોધાદિક ચાર રે. વ્હાલા૦ ૨

સમિતિ ગુપતિ સુધી ધરે, સુખ૦
ષટકાય પતિપાલ રે, વ્હાલા૦
એહવા ગુરૂપદ સેવિયે, સુખ૦
પામીએ મંગલ માળ રે. વ્હાલા૦ ૩
..........ગચ્છપતિ દીપતા. સુખ૦
......................પૂજ્ય ગુરૂ રાય રે, વ્હાલા૦
ગુણી ગુરૂ શિષ્ય શોભતા, સુખ૦
નામ લેતાં સુખ થાય રે. વ્હાલા૦ ૪
ગુણીયલ ગુરૂ........,સુખ૦
ઉપદેસ અમૃત ધાર રે, વ્હાલા૦
ભવ્ય જીવોને પ્રતિબોધતા, સુખ૦
કરતાં ઉગ્ર વિહાર રે. વ્હાલા૦ ૫
વિહાર કરતા આવીયા, સુખ૦
આપણા ગામ મોજાર રે, વ્હાલા૦
સંઘ સકલ અતિ ભાવસું, સુખ૦
સેવા કરે નર નાર રે. વ્હાલા૦ ૬
શાંત સ્વભાવી ગુરૂ શોભતા, સુખ૦
ચતુર શિષ્ય સાથે સોહાય રે, વ્હાલા૦
ખેતશી કહે ગુરૂ પ્રણમતા, સુખ૦
સંઘને કલ્યાણ સદાય રે. વ્હાલા૦ ૭

---

## ગુરૂ સ્હામાં જાતિ વખતે ગાવા વિષે ગહુંલી ૫ મી.

(એની ચાંદલીયો ઉગ્યો ને હરણા આથમ્યા રે—એ રાગ)

હું તો જોઈ રહીતી વહાલા ગુરૂની વાટ રે,
આનંદી ગુરૂ આવીયા રે; એ ટેક૦
મારા ઘટડામાં આનંદ ઘુંટાય છે રે,
હૈયા માંહે નવ હરખ સમાય રે. આ૦ ૧
મારા પંડિત ગુરૂવર પધારીયા રે,
જેના દર્શનથી ભુખ દુઃખ જાય રે. આ૦ ૨
હું તો ઉઠું રે બેસું ને થાઉં આકળી રે,
જોઉં વારે વારે ગુરૂજીની વાટ રે. આ૦ ૩
જ્યારે દર્શન થયા ગુરૂદેવના રે,
ઉડી ગયા મારા અંગના ઉચ્ચાટ રે. આ૦ ૪
જેના શિષ્ય તે સુંદર વર શોભતા રે,
ભણાવીને કર્યા ગુણના ભંડાર રે. આ૦ ૫
પોતે છુટયા વળી બીજાને છોડાવીઆ રે,
ગુરૂ તરણ બીજાને તારનાર રે. આ૦ ૬
દયાવંત દિનમણિ સમ દીપતા રે,
સ્વામી શીતલ છો સોમના સમાન રે. આ૦ ૭
આઠ કર્મ રૂપ અરિને હઠાડવા રે,
ધારી રાખે નિત્ય ધર્મ તણું ધ્યાન રે. આ૦ ૮

પોતે ભણીગણી બીજાને ભણાવવા રે,
રૂડું મેળવ્યું છે ગુરૂજીએ જ્ઞાન રે. આ૦ ૯
સાચા સંત મતિવંતના સુબોધથી રે,
ગુરૂ ગાન માટે કહે મુનિ નાન રે. આ૦ ૧૦

---

## ગુરૂના સાહમા જતી વખતે બોલવાની ગહુંલી ૬ ઠી.

(રઘુપતિ રામ હૃદયમાં રહેજો—એ રાગ.)

ચાલો બેનો આજ દર્શન કરવા રે,
પાપ તાપ સંતાપને હરવા. ચા૦ એ ટેક.
પાંચ મહાવ્રતને ધરનારા રે,
શાન્તિ સર્વ સ્થળે કરનારા રે,
તારી બહુ જીવને તરનારા. ચાલો૦ ૧
મારા ગુરૂજી છે જ્ઞાનના દરિયા રે,
ભારે ભારે ગુણોથી ભરિયા રે;
જગનો ઉદ્ધાર કરવા અવતરીયા. ચાલો૦ ૨
જેની અમૃત સરખી છે વાણી રે,
પત્થર જેવાને કરી દીયે પાણી રે;
એને અંતરમાં અમે આણી. ચાલો૦ ૩
શાંત દાંત છે સુખકર સ્વામી રે,
નાખ્યા વિષય વિકારને વામી રે;
રહ્યા વૈરાગ ભુવને વિરામી. ચાલો૦ ૪

સંશય સરલ પણે છેદનારા રે,
ભેદ ભાવનો ભય ભેદનારા રે;
સંકટ સમ ભાવથી વેદનારા. ચાલો૦ ૫
જેના દર્શનથી દુઃખ જાવે રે,
આધિ વ્યાધિ ન આગળ આવે રે;
સુખ સકળ પ્રદેશે થાવે રે. ચાલો૦ ૬
સદ્બોધ શ્રવણુ આજે કરશું રે,
મહા પુરૂષોના પગલે અનુસરશું રે;
સંતશિષ્ય ધર્મ ધ્યાન ધરશું રે. ચાલો૦ ૭

---

## ગુરૂ પધારતા હોય તે સમયે ગાવાની ગહુંલી ૭ મી.

(પાવાપુરી જિનરાજ પાવન કરવા રે—એ રાગ.)

આજ સદ્ગુણુના ભંડાર, ગુરૂજી પધાર્યા રે,
અતિ ધીરજના ધરનાર. ગુરૂ૦ ૧
સાચા સુખને કરનાર, ગુરૂ૦ તજી ફીકર સદા ફરનાર. ગુ૦ ૨
છે શાસનના શણગાર, ગુરૂ૦ જેણે શોધ્યો શાસ્ત્રનો સાર. ગુ૦ ૩
દુશ્મનથી નહિ ડરનાર, ગુરૂ૦ હેતેથી દુઃખ હરનાર. ગુ૦ ૪
કરી કરીને ઉગ્ર વિહાર, ગુરૂ૦ કરવાને જય જયકાર. ગુ૦ ૫
કરી નિજ પરનો ઉદ્ધાર, ગુરૂ૦ શોધ્યો નર ભવનો સાર ગુ૦ ૬
અમૃત રસને ઝરનાર, ગુરૂ૦ વર પદવીને વરનાર. ગુ૦ ૭

જય કરીયો લઇને જોગ, ગુરૂ૦ હરનારા ભવનો રોગ. ગુરૂ૦ ૮
ઉગ્યો સુવર્ણનો સૂર, ગુરૂ૦ ઝળકે છે મુખ પર નૂર. ગુ૦ ૯
પંડિત શિષ્યો લહી સંગ, ગુરૂ૦ આવ્યાથી વાધ્યો ઉમંગ. ગુ૦ ૧૦
પાવન કિધો આ પ્રદેશ, ગુરૂ૦ આવા દિન હોય હમેશ. ગુ૦ ૧૧
તારે જે ભવજળ તીર, ગુરૂ૦ કહે સંત શિષ્ય તે ધીર. ગુ૦ ૧૨

---

## ગુરૂદર્શન માટે જતી વેળાએ ગાવાની ગહુંલી ૮ મી

( મારે સોના સરિખો સૂરજ ઉગાયો રે—એ રાગ. )

આજે સમકિત રૂપીઓ સૂરજ ઉગીયો રે,
હું તો ગુરૂજીના દર્શન કરવા જઈશ. આજે૦ એ ટેક.
ગુરૂજી જ્ઞાન દર્શન તપે દિપતા રે,
પાય વાંદીને પાવન થઈશ. આ૦ ૧
સદ્બોધને સાંભળશું સ્નેહથી રે,
કરૂણાળુ કહેશે તે કરીશ. આ૦ ૨
ધર્મ ધ્યાનને ઘટડામાં ધારશું રે,
ધર્મ રસને પેટમાં ભરીશ. આ૦ ૩
પાપ ટાળશું ગુરૂના પ્રતાપથી રે,
હીંમત દુ:ખને હરીશ. આ૦ ૪
વાણી સાંભળી વિષને ઉતારશું રે,
હવે અસત્ય નહિ ઉચરીશ. આ૦ ૫

શાણી સતીઓના જીવન સંભારશું રે,
દુર્ગુણથી નિત્ય હું ડરિશ. આ૦ ૬
નિત્ય રમશું આનંદના ઉદ્યાનમાં રે,
સંત શિષ્યની શીખ ધરીશ. આ૦ ૭

---

## ગુરૂ પધારતી વખતે ગાવાની ગહુંલી ૯ મી.

( પાવાપુરી જિનરાજ પાવન કરવા રે—એ રાગ. )

ગામ નગર મહિમંડલે, ગુરૂ ફરતા જી; ભવિ જીવ તારણ કાજ;
પગલા ધરતા જી; અષ્ટ કર્મના સમૂહને, ગુરૂ હરતા જી.
નિરખી મુનિ દેદાર, પાખંડી ડરતા જી. ॥ ૧ ॥
ભાગ્ય ભલે ગુરૂ આવિયા, પુર મારે જી. ઉગ્યો કનકનો ભાણુ,
આજે સખી મારે જી, ચાલો ચાલો ગુરૂ વાંદિયે; વ્રત ધારી જી.
પાળે પ્રવચન માત, શુદ્ધ આચારી જી. ॥ ૨ ॥
સ્થિરાસને બેઠા થકા, ગુરૂ રાજે છે; નિરખી ગુરૂ મુખ ચંદ;
શશિ પણ લાજે છે; રત્ન ત્રયની ધૂનમાં, બિરાજે છે;
દેતા ભવિયણ બોધ, આષાઢી ગાજે છે. ॥ ૩ ॥
જીવાજીવ સ્વરૂપને, સમજાવે છે, પુણ્ય પાપના પંથ,
ન્યારા બતાવે છે; આશ્રવ ને વળી બંધથી, અટકાવે છે;
સંવર નિર્જર માર્ગમાં, ગુરૂ લાવે છે. ॥ ૪ ॥
રત્ન ત્રય અદરાવીને, મોક્ષ આપેછે જન્મ જરા ને મરણના,

બંધ કાપે છે; અનંત આત્મિક સુખમાં, ગુરૂ સ્થાપે છે;
ગુરૂ ગુણ અનંત અગાધ, કહો કોણ માપે છે. ॥ ૫ ॥
નિર્લોભી નિર્લાલચી, ગુરુ આવ્યા છે; પર ઉપકારી મહંત,
સહુ મન ભાવ્યા છે; જિન વાણીના ભાવ, અમને બતાવે છે,
વીર મુનિ કર જોડી, શિર નમાવે છે. ॥ ૬ ॥

---

## સાધુજી સાહમે જાતી વખતે ગાવાની ગહુંલી ૧૦ મી.

( શશિધર સાથે સંદેશ, જઇને કેજો મારા વાલાજી રે—એ રાગ. )

મત મતાંતર બહુ ભમી, મોરી સજનીજી રે;
ન લહ્યા ગુરૂજી સમ મેં કયાંય; જઇને વાંદિયે, મોરી સજનીજી રે,
ધનહર ગુરૂ ઘર ઘર ભમે, મોરી૦ તેથી કલ્યાણ શું થાય,
તેહવા છાંડીયે. મોરી૦ ॥ ૧ ॥
જૂઠ વદે ચોરી કરે, મોરી૦ પરત્રિયા ભોગવે વારંવાર; તેહ૦ મો૦
સાથે બાલ ને બાવિઓ, મોરી૦
ભોજન જાતે કરે તૈયાર; તેહ૦ મોરી૦ ॥ ૨ ॥
ત્રાગું કરે ગાળો દિયે, મોરી૦ પઈસા માટે કુટે પેટ. તેહ૦ મો૦
નામ ગુરૂ જગમાં ઘણા, મોરી૦
મારા ગુરૂજી સહુથી શ્રેષ્ટ, જઈ૦ મોરી૦ ॥ ૩ ॥
પાંચ આશ્રવ સેવે નહિ,
મારા ગુરૂજી રે; પાળે સુધા પંચ આચાર; જઈ૦ મોરી૦

અઘટિત વેણુ વદે નહિ, મારા૦
લાવે દોષ રહિત જે અહાર; જઈ૦ મોરી૦ ॥ ૪ ॥
ગર્ભવંતીને અસુંજઝતી; મારા૦ સુત ધવરાવતી માય. જ૦ મો૦
કણુ જળ પુષ્પને અડકતી, મારા૦
તેહના કરથી ન લિયે કાંય, જઇ૦ મોરી૦ ॥ ૫ ॥
ચૂલે ચડયો અગ્નિ અડયો, મા૦ પડિયો અંશ લિલોત્રી જે. જ૦ મો૦
સચિત્ત તણે રહ્યો સંઘટે, મારા૦
ન ગ્રહે ભવ ભીરૂ મુનિ તેહ, જઇ૦ મોરી૦ ॥ ૬ ॥
અંધ અપંગે આણિયો, મારા૦ મેડી ભૂમિ ઘરથી આણી; જ૦ મો૦
લિપ્યા ઉપરથી ચાલીને, મારા૦
ન ઈચ્છે વેરાતુ તે નાણી; જઈ૦ મોરી૦ ॥ ૭ ॥
અચિત્ત નીર પીવે સદા; મારા૦ ન કરે રાત્રિએ ભોજન; જ૦ મો૦
તન શૃંગાર સજે નહિ. મારા૦
ન કરે તેલ તણો સિંચન; જઈ૦ મોરી૦ ॥ ૮ ॥
અસ્ત્ર શસ્ત્ર રાખે નહિ, મારા૦ ન ધરે રંગિન કપડા તેમ; જ૦ મો૦
ફૂલ ફુલને ના અડે, મારા૦
રાખે સવિ જીવો પર રહેમ; જઇ૦ મોરી૦ ॥ ૯ ॥
બોધ કરે નિર્લોભથી, મારા૦ ન કરે મંત્રાદિ પ્રસંગ; જ૦ મો૦
અધ્યાત્મ જ્ઞાને રમે, મારા૦
લાગ્યો શાંતિમાં જસ રંગ; જઈ૦ મોરી૦ ॥ ૧૦ ॥

જે ગુણો ગુરૂમાં મેં લહ્યા, મારા૦ નહિ તે અન્ય ગુરૂમાં એક; જ૦ મો૦
અગણિત ગુણ ગુરૂ દેવમાં, મારા૦
ગણતાં પાર ન પામું છેક; જઈ૦ મોરી૦ ॥ ૧૧ ॥
ઓગણિશેં સતાવને, મારા૦ રહી જુનાગઢ ચોમાસ; જ૦ મો૦
ગુલાબ સંગે ગુણ ગુરૂ તણા, મારા૦
ગાયા વીર મુનિ ઉલ્હાસ; જઈ૦ મારા૦ ॥ ૧૨ ॥

---

## દેશના દીધા બાદ ગાવાની ગહુંલી ૧૧ મી.

( વિવા આવ્યો ઢુકડો—એ રાગ. )

સજની આવી આનંદે ગુરૂ વાંદવા,
સજની સાથે લઈ સખી સાથ રે, વાંદ્યા મેં ગુરૂજી ભાવથી,
સજની પંચ અંગ નામી વિનયથી,
સજની સરલ બની જોડી હાથ રે; વાંદ્યા૦ ॥ ૧ ॥
સજની પાટે બેઠા ગુરૂ દે દેશના,
સજની વરસે મૂસળ જલ ધાર રે, વાં૦
સજની અમીય સમાણી વાણી મિઠડી,
સજની સાંભળી હર્ષ અપાર રે; વાં૦ ॥ ૨ ॥
સજની જગમાં ગુરૂ બહુ દેખીયા;
સજની નાવે મારા ગુરૂને તોલે રે; વાં૦
સજની જીવ દયા પાળે પ્રીતથી,

સજની સત્ય વચન મુખ બોલે રે. વાં૦ ॥ ૩ ॥
સજની અદત્ત ગ્રહણ કરે નહિ,
સજની ત્રિય માને માત સમાન રે; વાં૦
સજની પર દ્રવ્ય પત્થર તુલ્ય ગણે,
સજની જ્ઞાનામૃતનું કરે પાન રે. વાં૦ ॥ ૪ ॥
સજની વિવાહ વરે વહોરે નહિ,
સજની ન લિયે સદાવ્રતનું અન્નરે; વાં૦
સજની સચિત્તને અસુજઝતું કહી;
સજની ન ઇચ્છે ભોજન મન્ન રે, વાં૦ ॥ ૫ ॥
સજની શીત શિયાલે સહન કરે,
સજની તાપે ન તપાવે તન રે, વાં૦
સજની તીન પછેડીનેં વાવરે,
સજની ભલે બેઠા હોય વન રે. વાં૦ ॥ ૬ ॥
સજની શેજ તલાઈયે સુવે નહિ,
સજની પલંગ તજી સુવે પાટ રે; વાં૦
સજની શિરખ ગોદડા ઓઢે નહિ,
સજની હિંચે ન કહિ બેસી ખાટ રે. વાં૦ ॥ ૭ ॥
સજની તાપ કાલે તડકે તપે,
સજની મોજા ન ધરે કહિ પાય રે; વાં૦
સજની છત્ર વસ્ત્ર શિર ઓઢે નહિ,

સજની સ્નાન વંછે નહિ ક્યાંય રે. વાં૦ ॥ ૮ ॥
સજની ચોમાસે મેહ વરસતે,
સજની વહોરવા જાય ન બહાર રે; વાં૦
સજની એક સ્થાને સ્થિર બેસીને,
સજની પાલે વિમલ આચાર રે. વાં૦ ॥ ૯ ॥
સજની આશા તૃષ્ણા નહિ અંગમેં,
સજની સંગ્રહ ન કરે તિલમાત્ર રે; વાં૦
સજની જમે નહિ ગૃહસ્થ ભાજને,
સજની તુંબા કાષ્ટના રાખે પાત્ર રે. વાં૦ ॥ ૧૦ ॥
સજની ગાડી ઘોડા રથ વાહને,
સજની બેસી ન કરે વિહાર રે, વાં૦
સજની ભાર ઊપડાવે ન પર કને,
સજની બેસે ન ગૃહસ્થીને દ્વાર રે. વાં૦ ॥ ૧૧ ॥
સજની જોગી બાવા જગ જોયા ઘણા,
સજની દીઠા ન ગુરૂ સમ કોન ત્યાગી રે; વાં૦
સજની વીર મુનિ ગુરૂ વાંદિયે,
સજની પ્રહ ઉગમતા જાગી રે. વાં૦ ॥ ૧૨ ॥

---

# ગુરૂ સહામાં જતી વખતે ગાવાની ગહુંલી ૧૨મી.

(દેશમાં ડંકો વગાડીઓ રે—એ રાગ)

ગીતાર્થ ગુરૂ આવિયારે, આનંદ આજ અપાર રે, સૈયર મોરી.
સામા આવીને વાંદતા રે, હર્ષિત થાય નર નાર રે, સૈ૦ ગી૦ ૧
પરમ ચારિત્રને પાળતા રે, કરતાં સંસારનો નાશ રે, સૈ૦
તરણુ તારણુ ગુરૂ જાણીએરે, દુઃખ દોહગ નહિ પાસરે; ૦ ગી૦ ૨
અરિહંત એક આરાધતાં રે, દ્વિવિધ ધર્મ પ્રકાશ રે, સૈ૦
ત્રણ તત્ત્વ નિત્ય સાધતાંરે, રત્ન ત્રયી પૂરે આસરે, સૈ૦ ગી૦ ૩
ચાર કષાય નિવારતાં રે; પંચ મહાવ્રત ધાર રે; સૈ૦
પંચ સમિતિએ શોભતા રે, દેખાડે શુદ્ધ આચાર રે, સૈ૦ ગી૦ ૪
પંચ પ્રમાદ ને ટાળતા રે, સૈ૦ પાળતા ષટ્ જીવ કાય રે, સૈ૦
સાતે ભયના સ્થાનકોરે, પર હરિયા મુનિરાય રે. સૈ૦ ગી૦ ૫
મદ આઠેને જીતતાં રે, રાખતાં નવ બ્રહ્મ વાડ રે, સૈ૦
દશધા યતિધર્મ પાળતા રે, તોડતા કર્મની જાળ રે. સૈ૦ ગી૦ ૬
અંગ અગ્યારે અભ્યાસતા રે, ભણતાં બાર ઉપાંગ રે; સૈ૦
કાઠીયા તેરને વારતા રે, બાળતાં મોહ અનંગ રે. સૈ૦ ગી૦ ૭
ચઉદ ભેદ કહે જીવના રે, પન્નર સિદ્ધ પ્રકાર રે, સૈ૦
સોળ પ્રકારે શીલની રે, કળા તણા કહેનાર રે. સૈ૦ ગી૦ ૮
સત્તર ભેદે સંયમ ધરે રે, તજે અબ્રહ્મ અઢાર રે, સૈ૦
ઇત્યાદિક ગુણ ગણુ તણા રે, ધારક છે અણુગાર રે, સૈ૦ ગી૦ ૯
જિન શાસનને શોભાવતા રે, વિચરે દેશ વિદેશ રે, સૈ૦

સ્વ પર સમય ને જાણતારે, નહિ માયા લવલેશરે; સૈ૦ ગી૦ ૧૦
એવા ગુરૂને વાંદતા રે, ભવના પાતિક જાય રે. સૈ૦
નિરાબાધ સુખ પામિયે રે, પરમ સુગુરૂ પસાય રે; સૈ૦ ગી૦ ૧૧

---

## મુનિરાજ સ્હામા જતિ વખતે ગાવાની ગહુંલી ૧૩મી.

( વાડીના ભમરા દ્રાખ મીઠી રે ચાંપાનેરની—એ રાગ. )

જીરે કામની કહે સુણો કંથજી, જીરે ફલિયા મનોરથ આજ રે;
નણદીના વીરા મુનિવર, આવે છે ચાલો વાંદવા. એ રાગ
જીરે ભવોદધિ પાર ઉતારવા, જીરે તરણ તારણ જહાંજ રે, નણ૦ ૧
જીરે ગુણશીલ વને સમોસર્યા, જીરે વીર તણા છે પટોધાર રે; ન૦
જીરે ઘણા મુનિ પરિવાર છે, જીરે તીર્થના અવતાર રે. ન૦ ૨
જીરે કંચન કામિની પરિહર્યા, જીરે પ્રગટ્યો છે ગુણ વીતરાગ રે, ન૦
જીરે પરીષહની ફોજને જીતવા, જીરે કર ધર્યું ઉપશમ ખડગરે. ન૦ ૩
જીરે પ્રવચન માતાને પાળતા, જીરે સમિતિ ગુપ્તિ ધરનાર રે; ન૦
જીરે મેરૂગિરિ સમ મોટકા, જીરે પંચ મહાવ્રત ભાર રે; ન૦ ૪
જીરે સુરપતિ નરપતિ જેહને, જીરે દોય કરજોડી રહે હજૂર રે; ન૦
જીરે અમૃત સરિખિ દેશના, જીરે પાપ પડલ હોય દૂર રે; ન૦ ૫
જીરે કામની વયણ છે મિઠડા, જીરે વાંદ્યા છે શ્રીમુનિરાય રે; ન૦
જીરે ગુરૂ મુખથી સુણી દેશના, જીરે આનંદ અંગ ન માયરે; ન૦ ૬
જીરે દિપ વિજય કવિ રાયજી, જીરે સદ્ગુરૂ જાઉં બલિહાર રે; ન૦
જીરે ગૌતમ ગણધરના સમા, જીરે વીર શાસન શણગાર રે. ન૦ ૭

શાખી—સમજુ મૂર્ખ સર્વ ને, આપે સત્ય ઉપદેશ;
વિનિત અવિનિત ઉપરે, નાણે રાગ કે દ્વેષ;
લુખામીઠા ભોજન દેહ નિર્વાહે કરે રે;
આતપ શીત ભૂખ તૃષા સહે એક ધાર. ચાલો૦ ૪
શાખી—એહવા મુનિ સ્હામે જતાં, ત્રુટે કર્મની ક્રોડ;
ઉત્કૃષ્ટ ભાવે જિન હુવે, ટાળી અનાદિ ખોડ;
વીર મુનિ કહે પૂર્વ પુણ્યે પામિયે રે,
સદ્‌ગુરૂ સંગ સદા હિત કાર. ચાલો૦ ૫

---

## ગુરૂ મહારાજ પધારે ત્યારે ગાવાની ગહુંલી ૨૨ મી.

(સાંભળજો મુનિ સંયમ રાગી—એ રાગ.)

ભલું થયું રે મારે સુગુરૂ પધાર્યા, જિન આગમના દરિયા રે;
સંઘ સહુને મનમાં ભાવ્યા, આનંદ હરખ ધરિયા રે. ભલું૦ ૧
પંચ સમિતિ ત્રણ ગુપ્તે ગુપ્તા, છકાય જીવને પાળે રે;
પંચ મહાવ્રત સુધા પાળે, પંચ આચાર શું મ્હાળે રે. ભ૦ ૨
આગમન ગુરૂનું સાંભળી હરખિત, વંદન બહુ જન આવે રે;
નર નારીના મળી મળી ટોળે, ગુરૂ ગુણ ગહુંલી ગાવે રે. ભ૦ ૩
શુભ પરિણતી વર પટ્ટ બિછાઈ, આતમ થાળ લઈ હાથે રે;
શુભ મતિ કુંકુમ જિન ગુણ તંદુલ, સમકિત શ્રીફળ સાથે રે ભ૦ ૪
જિન વાણી બહુ રંગી ઓઢણી, ઓઢી મનમેં ભાવે રે;
જ્ઞાનાદિક ગુણ લુંછણા રૂડાં, ભાવશું શાળી વધાવે રે. ભ૦ ૫

ભાવે ભાવે ઇમ ગુરૂને વંદી, સાંભળો વીર પ્રભુ વાણી રે;
તપ જપ વ્રત નિયમ બહુ કીજે, મલુક ભાવના આણી રે. ભ૦ ૬

## ગુરૂ પધારવા વિષે વિનંતીની ગંહુલી ૨૩ મી.

(વેષ રે ઉતારો રાજા ભરથરી—એ રાગ.)

ગુરૂજી પધારો પુર માહરે, દેવાને ઉપદેશ જી;
તત્ત્વ સમજાવો શાસ્ત્રના, કરવા જીવન બેસ જી. ગુ૦ ૧
અબુજને બુજાવવા, ભૂલ્યા માર્ગે ચડાવો જી;
પાપીને પાપ તજાવવા, અમૃત વાણી વરસાવો જી. ગુ૦ ૨
મૂર્ખને પંડિત કરો, અસ્થિરને સ્થિર કરાવો જી;
કુસંપ તજાવી સંઘમાં, સંપ સદા સરજાવો જી. ગુ૦ ૩
સામાયિક પડિકમણા, એકાસણા ઉપવાસ જી;
પોસા સંવર છઠ અઠમો, આપ આવ્યે થાશે ઉલ્હાસજી. ગુ૦ ૪
દાન શિયલ તપ ભાવના, ધર્મ બોધ દેવાશે જી;
થાશે સુધારા સંઘમાં, શાંતિ સંપ પથરાશે જી. ગુ૦ ૫
મેઘ મયૂર પરે શ્રાવકો, જુવે ગુરૂજીની વાટ જી;
વીર મુનિ ગુરૂ માહેરા, ટાળશે સઘળા ઉચાટ જી. ગુ૦ ૬

## ગુરૂ પધારતી વખતે ગાવાની ગહુંલી ૨૪ મી.

(આવ્યા છે ભવ્ય જીવ તારવા—એ રાગ )

આજે હરખ વધામણા, સજની મોરી આજે૦
મારા ગુરૂજીના લહું નિત્ય ભામણા. સ૦ આ૦ એ ટેક.

ઘણા દિવસથી વાટ જોતાં અમો, નામ જપતાતાં
નિત્ય નરણા. સ૦ આ૦ ૧
ચકોર ચંદ્ર સમ ચાહુ હતી અમ, ચારે તીર્થનાં
ચિત્ત હરણા. સ૦ આ૦ ૨
પૂર્વ સંચિત દૂર કરવાને, સેવો ભવિજન
મુનિ ચરણા સ૦ આ૦ ૩
ભાવથી ભક્તિ સેવા કરે તેના, ટાળો જનમ
ને મરણા, સ૦ આ૦ ૪
વીર મુનિ વીર માર્ગ બતાવવા, આવ્યા
ગુરૂજી અમી ઝરણા, સ૦ આ૦ ૫

---

## ગુરૂ પધારવાની વિનંતિ વિષે ગહુંલી ૨૫ મી.

(શી કહું કથની મારી હો રાજ, શી કહું—એ રાગ.)

મુનિ અમ ગામ પધારી હો રાજ (૨) દેજો દર્શન
વારંવારી હો રાજ. મુનિ૦ એ ટેક.
ભવસાગરથી જીવોને તરવા, મળી ગુરૂ રૂપ નાવા;
શ્રદ્ધાળુ જન આશ્રય લઇને, જાયે શિવપુર જાવા.
હો રાજ. મુ૦ ૧
જ્ઞાન પ્રકાશ હૃદયમાં કરવા, ગુરૂ ? દીપક પ્રકટાવો;
અજ્ઞાન તિમિર ટાળી ઘટમાં, જળ હળ જ્યોતી જગાવો
હો રાજ. મુ૦ ૨

કર્મની વ્યાધિ દૂરે કરવા, ગુરૂ ? રસાયણ આપો;
રોમે રોમે શાંતિ પથરાવો, દુઃખ સંકટ ને કાપો.
હો રાજ. મુ૦ ૩
મિથ્યા રૂપી વાદળ હટાવા, ગુરુ વાયુ સમ જાણો;
જ્ઞાન રવિ અંતર પ્રગટાવી, મારો મોહ મહિ રાણો.
હો રાજ. મુ૦ ૪
પાપ પંક ને દૂરે કરવા, સંયમ જળ વહેવરાવો;
કર્મ મળ ધોઈ ચૈતનને, અજરામર પદે લાવો.
હો રાજ. મુ૦ ૫
ગુણ ગણુ ગણુતા પાર ન પામું, દયા કૃપા તુમ યાચું;
વીર મુનિ સદ્ગુરૂ તજી અન્ય, કુગુરૂમાં નહિ રાચું.
હો રાજ. મુ૦ ૬

---

## ગુરૂ દર્શન થતાં આનંદ વિષેની ગહુંલી ૨૬ મી.

[ધનાશ્રી—રાગ.]

આનંદનો નહિ પાર, સખી મારે આનંદનો નહિ પાર. એ ટેક.
સાધુ સરિખી મંડલી નિરખી (૨) ધન્ય માનું અવતાર. સખી૦ ૧
મહા લાભ ફળ થાય સખી મુને (૨) ગુરૂના દીઠે દેદાર. સ૦ ૨
ઇર્યા સમિતિ શોધી ચાલે (૨) ઉર દયા રાખે અપાર. સ૦ ૩
નિરવદ્ય વાણી વદને ઉચ્ચારી (૨) સમજાવે નર નાર. સ૦ ૪
વીર મુનિ નિત્ય સદ્ગુરૂ નમતા (૨) થાયે જય જયકાર. સ૦ ૫

---

## ગુરૂને પધારવાના આમંત્રણ વિષે ગહુંલી ૨૭ મી.

(નોકર મત જાના શિરદાર—એ રાગ.)

પધારો ગુણીયલ શ્રી ગુરૂરાજ, સુધારો સેવકના સૌ કાજ; એ ટેક.
દેશ વિદેશ વિચરી ખાંતે, કર્યા બહુ ઉપકાર;
કઈક જીવોને તારી પ્રીતે, આપ્યા શિવપુર દ્વાર; પ૦ ૧
બહુ દિવસે વિનંતી સ્વિકારી, લઇ શિષ્યો પરિવાર;
પૂર્ણ પુન્યથી પાવન કરવા, આવ્યા અહીં અણગાર. પ૦ ૨
કુસંપ કલેશ કંકાશ કાઢીને, આપો સદ્ ઉપદેશ;
વ્હેમ વાસના તજાવી ઉરથી, સમજાવો ધર્મ વિશેષ. પ૦ ૩
નર નારી નિરખી ગુરૂ મુખડા, વંદે વારંવાર;
વીર મુનિ કહે ભવ સિંધુથી, ઉતારે ગુરૂ પાર. પ૦ ૪

---

## ગુરૂની પધરામણી થતાં વિષે ગહુંલી ૨૮ મી.

(નામની નામની નામની રે, મુને લાગી લગન પ્રભુ નામની—એ રાગ.)

આનંદ છે આનંદ છે આનંદ છે રે, આજે ગુરૂજી આવ્યા
આનંદ છે; એ ટેક.
સોનાનો સૂરજ ઉગ્યો છે મારે, મોતીનો ચોક પુરાય છે રે. આજે૦ ૧
વાણી અમૃતના વરસાવનારા, ચિંતામણિ ગુરૂરાય છે રે. આ૦ ૨
ચિત્રા મોહનવેલ ગુરૂ છે, સાચા પારશ મુનિરાય છે રે. આ૦ ૩

કલ્પ તરૂ આજે આંગણે ઉગ્યો, એ સેવ્યાથી ભવ દુઃખ જાયછેરે. આ૦૪
ભાગ્યે ભેટ્યા શિવ સાર્થવાહ, હવે જન્મ મરણ દૂર થાય છેરે. આ૦૫
પધરામણી 'વીર' ગુરૂની થવાથી, શાંતિ શાંતિ પથરાય છે રે. આ૦૬

---

## ચોમાસું કરવાની વિનંતિ વિષે ગહુંલી ૨૯ મી.

(મોહનજી મોકલશે મોસાળુ—એ રાગ.)

અહિં ગુરૂરાજ રહોરે ચોમાસું, ખરૂં કહુંછું ક્ષેત્ર છે ખાસું. એ ટેક.
સર્વ જાતનો જોગ છે સારો, વળી ભક્તિ ભાવ વધારો;
આપ ઉપર પ્રેમ અમારો, ધ્યાનમાં આ વિનતિ ધારો. અ૦ ૧
તેર ભેદ તે ઉત્કૃષ્ટ દાખ્યા, ચાર ભેદ જઘન્યમાં રાખ્યા;
સત્ય શાસ્ત્રો પૂરે છે શાખા, ભવિ હિતે ભગવંતે ભાખ્યા. અ૦ ૨
નિર્જીવ પંક સ્થંડિલ ખાસ, પ્રીતે ગોરસ પ્રસાદી પાસ;
વૈદ્ય ઔષધ શ્રાદ્ધ ઉજાસ, વિત્ત વસ્તી વળી શુભ વાસ. અ૦ ૩
ભલો ભૂપ વિપ્રાદિ વિનીત, ભિક્ષા સ્વાધ્યાય સુલભરીત;
ઉત્કૃષ્ટ જઘન્યનું શોધો હિત, પૂર્ણ રાખો અમપર પ્રીત. અ૦ ૪
સુચવ્યો સવિ ભેદનો સાર, એમ જાણ્યો છે એનો પ્રકાર;
તેવું સાધન અહિં તૈયાર, આશા પૂરો ગુરૂ તે આ વાર. આ૦ ૫
ઔષધ વૈદ્યનો અહિં જોગ, અન્ય વસ્તુનો છતું ઉપયોગ;
અનુકુળ સવિ તે સંયોગ, નિર્મળ યોગે રહેશો નિરોગ. આ૦ ૬

વળી વ્યાખ્યાને ભાવ વધારે, સારી સંખ્યા મળશે ત્યારે;
લેશ અરૂચિં ન આવે લગારેં, ભાવના ભવિ જીવની ભારે. અ૦ ૭

અમે પહેલા વિનંતિ ઉચ્ચારી, આજે પણ અરજ અમારી;
જાપ જપીએ તે દીલ ધારી, સ્વામી તેહ લેશો સ્વીકારી. અ૦ ૮

વધુ વખત ન આપ લંબાવો, કહેવું વધુ ન કહેવરાવો;
આપ પ્રત્યે અમારો દાવો, કહ્યું કાંઇ દીલમાં લાવો. અ૦ ૯

અમને આ ભવથી ઊદ્ધરવા, દુઃખ દારિદ્રથી કમી કરવા;
પામર પ્રાણીની ગણી પરવા, ધર્મધ્યાન સુ રીતે આદરવા. અ૦ ૧૦

લખ્યું લેખે લલિતનો લાવો, એક નિશ્ચય પર આપ આવો;
જય જિનવરજીની બોલાવો, લેવરાવો શ્રાવકને લ્હાવો. અ૦ ૧૧



# ગુરૂ વિહાર વખતે ગાવાની ગહુંલી

## પ્રકરણ ૫ મું.



### મુનિરાજ વિહાર કરતી વખતે ગાવાની ગહુંલી ૧ લી.

(આદિતે આપ વિહાર કરીને—એ રાગ.)

ગુરૂજી આપ વિહારથી અમને, દુઃખ થાય છે શું કહીએ તમને,
શાંતિ આપો સવિ જનને, ગુરૂ મારા આતમ ધ્યાની;
સંઘની વિનતિ માની, વળો પાછા ગુરૂ જ્ઞાની. ॥ ૧ ॥
અમે રાગી, અને આપ વિરાગી, તેથી ચાલ્યા તમે અમને ત્યાગી;
અમે તો છીયે ગુણ રાગી. ગુરૂ મારા૦ ॥ ૨ ॥
બહુ દિનનો સહવાસ તમારો, લાભ લીધો વાણીનો અપારો,
તે યાદ આવે ગુરૂ આવારો. ગુરૂ મારા૦ ॥ ૩ ॥
પદાર્થ નવનું સ્વરૂપ બતાવી, અનેકાંત માર્ગની આપી ચાવી;
આપ્યું જ્ઞાન દયા લાવી. ગુરૂ મારા૦ ॥ ૪ ॥
સત્ય સમજાવી અજ્ઞાનતા ટાળી, મોક્ષ સહામે આપે લીધા છે વાળી;
છોડાવી મહા મોહ જાળી. ગુરૂ મારા૦ ॥ ૫ ॥
વ્રત નિયમ પચ્ચક્ખાણ કરાવી, આશ્રવદ્વાર સદા અટકાવી;
સંવર દ્વાર દર્શાવી. ગુરૂ મારા૦ ॥ ૬ ॥
ગુરુ ઉપકાર ભૂલું નહિ કયારે, નિશદિન રહો મુજ અંતર દ્વારે;
પધારજો, વારોવારે. ગુરૂ મારા૦ ॥ ૭ ॥

સંઘે મળી વિનતી કરી ભારી, ગુરૂએ સુણી એક ચિત્તે ધારી;
વીર મુનિએ ઉચ્ચારી. ગુરૂ મારા૦ ॥ ૮ ॥

---

## ગુરૂ વિહારથી સંઘ થતાં દિલગીર વિષે ગહુંલી ૨ જી.

(જીરે મારે.........એ—રાગ.)

જીરે મારે ગુરૂજી કરતા વિહાર, સંઘ સકલ મન ટળવળે જીરેજી;
જીરે મારે નયણું ઝરતાં નીર, હૃદય કમળ દળ ઉચ્છળે. જીરેજી. ૧
જીરે મારે પોથી ખંભા પર લીધ, ઝાલી ઝોળી ગુરૂ હાથમેં; જીરેજી;
જીરે મારે ઉપકરણ લઇ સંઘાત, ચેલા ચાલ્યા સાથમેં. જીરેજી. ૨
જીરે ઇર્યા સમિતિ ધરે પાય, જગ સામી દૃષ્ટિ ના કરે. જીરેજી;
જીરે મારે નવ કલ્પીના વિહાર, કરવા ચાલ્યા હર્ષ ભરે જીરેજી. ૩
જીરે મારે શ્રાવકો કરે અરદાસ, શેષ કાલે વેલા આવજો, જીરેજી;
જીરે મારે શ્રાવિકાઓ થઇ દિલગીર,
કોઇ દિન ગુરૂ યાદ લાવજો; જીરેજી. ૪
જીરે મારે નર નારી સમુદાય, વારંવાર વંદન કરે, જીરેજી;
જીરે મારે જુવે ન સામું મુનિરાય, યત્નાએ આગલ સંચરે. જીરેજી.૫
જીરે મારે ચાર માસની પ્રીત, પળમાં ત્રોડી ગુરૂ ચાલીયા, જીરેજી.
જીરે મારે નહિ ઉર રાગ કે રીશ, વૈરાગે મન વાળિયા. જીરેજી. ૬
જીરે ગુરૂ આંખે થતાં અલોપ, જન સકલ પાછા ફર્યા, જીરેજી;
જીરે મારે ઘડી ઘડી આવે યાદ, વીર મુનિ ગુરૂ ગુણ ભર્યા. જીરેજી ૭

---

## ગુરૂ વિહાર કરી જતાં વખતે ગાવાની ગહુંલી ૩ જી.

(મલારરાવ એક વાર કડીએ પધારજો રે—એ રાગ.)

ગુરુજી મ્હારા અમને પાવન કરવા આવજો રે,
દેજો દર્શન બીજી વાર રે, ગુ૦ દયા લાવી સંઘ ઉપરે રે,
કરજો અમારા ઉદ્ધાર રે. ગુરૂ૦ ॥ ૧ ॥
ઉપાશ્રય તુમ વિણુ ના ગમે રે, પાટ સામે ન જોવાય રે; ગુ૦
વેરી જેવી શેરી અલખામણિ રે,
અમને ચેન પડે નહિ કયાંય રે. ગુ૦ ૨
અપૂર્વ વાણી સંભારતાં રે, વરસે આંખે આંસુ ધાર રે; ગુ૦
આવા સાચા ગુરુ નહિ મળે રે, ભવોભવ તારણહાર રે. ગુ૦ ૩
જ્ઞાની ગુરુના વિયોગથી રે, શૂન્ય આ સર્વ જણાય રે; ગુ૦
ગુરૂના ગુણો યાદ લાવતાં રે, હૃદય ભરાઈ જાય રે. ગુ૦ ૪
સામું જુવો મુનિરાયજી રે, દયા લાવી એક વાર રે; ગુ૦
કઠણ હૃદયનાં ના બનો રે, અમ અવગુણ અપાર રે. ગુ૦ ૫
ભક્ત વત્સલ થાઓ સંયમી રે, ગુણગ્રાહી ગુરૂરાય રે; ગુ૦
ફરી ફરી તારવા આવજો રે, "વીર" વિનતી ચિત લાયરે. ગુ૦ ૬

---

## ગુરૂ ચોમાસું કરી વિહાર કરવાનાં સમે ગાવાની ગહુંલી ૪ થી.

(શુભ જ્ઞાન રસીલી રૂડી દેશના રે લોલ—એ રાગ.)

બેની વિહાર ગુરુનો શ્રવણે સુણી રે લોલ,
સખી મન મારૂં મુંઝાય જો;

માસ ચાર સ્થિરતા કરી ચાલિયા રે લોલ,
હવે ઠરે ન વૈરાગી ગુરૂ રાય જો;
ગુરૂ વિના દિશે શૂનો ગામ આ રે લોલ. એ ટેક. ૧
હેલી ઉઠી જાતી સ્થાનકે સદા રે લોલ,
મુકી સંસારી સર્વ કામ જો;
કરતી સામાયિક હું ઉમંગથી રે લોલ,
રાખી નિશ્ચલ મન એક ઠામ જો. ગુરૂ૦ ૨
ગુરૂ વાણી સુણતી હું હોંશથી રે લોલ,
રાખી દૃષ્ટિ મુનિ સંન્મૂખ જો;
વારંવાર હું ગુરૂજીને વાંદતી રે લોલ,
ભાંગવા અનાદિની ભૂખ જો. ગુરૂ૦ ૩
પ્રશ્નો પુછી હું સંશયો ટાળતી રે લોલ,
થતાં મનના બધાં સમાધાન જો;
ગુરૂ વ્રતો અદરાવ્યા મને ખંતથી રે લોલ,
કાઢ્યું અંતર તણું અજ્ઞાન જો. ગુરૂ૦ ૪
આશ્રવ તજાવી આત્મ ઉજળું કર્યું રે લોલ,
આપ્યું સૂત્ર રહસ્ય સુખકાર જો;
વિધિ માર્ગ ગુરુએ સમજાવિયું રે લોલ,
કેમ ભૂલું કરેલ ઉપકાર જો. ગુરૂ૦ ૫
દુઃખ થાય છે ગુરૂના વિહારથી રે લોલ,
ગુરૂને રાખે તેને લાગું પાય જો;

વીર મુનિ નિસ્પૃહી ગુરૂ ના રહે રે લોલ,
ભલે કરે અનેક ઉપાય જો. ગુરૂ૦ ૬

---

## સાધુ વિહાર કરતા હોય તે વખતે બોલવાની ગહુંલી ૫ મી.

(રાગ—ધનાશ્રીની ગઝલ)

અરજ સુણો મહારાજ, અમારી અરજ સુણો મહારાજ. એ ટેક.
સદ્‌બોધથી સરલ બનાવી, સરલ કર્યો આ સમાજ. અમારી૦ ૧
દુઃખ ઉપજે છે દિલમાં અમોને, આપ વિયોગે આજ. અ૦ ૨
સાચો માર્ગ આપે સુણાવ્યો, કરવા આત્મનું કાજ. અ૦ ૩
ગમશે નહિ ગુરૂ આપ વગરનું, નક્કી અમે નારાજ. અ૦ ૪
સંપ સુલેહ કરાવ્યો સહુમાં, સંઘ તણા શિરતાજ. અ૦ ૫
સંત શિષ્ય સુખ કરવા માટે, ઉત્તમ આપ ઇલાજ. અ૦ ૬

---

## વિહાર વખતે ગાવાની સાતવારની ગહુંલી ૬ ઠી.

(આવોને નંદલાલ રમવા આવોને રે—એ રાગ.)

આદિતે આપ વિહાર કરીને, ગામો ગામમાં પાવ ધરીને;
દંરજા પંથ વરીને, મુનિવર શાતામાં રહેજો,
સુખ સંદેશાં કહેજો, ગુરૂ ફરી દર્શન દેજો,
મુનિ મારી આશીષ લેજો. એ ટેક. ॥ ૧ ॥
સોમવારે શિષ્ય સંઘાતે લીધા, લઘુવયે જ્ઞાનરસ ભરી પીધા;
ભવ સાગર અંત લીધા. મુનિ૦ ॥ ૨ ॥

મંગળે મંગળિક મુનિવર ટોળી, ચાલે છે ગજગતિ એકજ ઓળી;
મુક્તિનો મારગ ખોલી. મુનિ૦ ॥ ૩ ॥
બુદ્ધવારે તમે બુદ્ધિના બળીયા, ઉપશમ રસની ઢાળમાં ઢળીયા;
ભાગ્યોદયે ગુરૂ મળીયા. મુનિ૦ ॥ ૪ ॥
ગુરૂવારે ગુરૂજીનાં ગુણુ ગાતા, જ્ઞાન ગોષ્ઠી કરી ઉપજાવી સાતા;
ભવિજન મન હરખાતા. મુનિ૦ ॥ ૫ ॥
શુક્રવારે સુમતિ લઈ સાથે, હળી મળી રહેજો એકજ વાતે;
જીવ જતન કરજો ખાંતે. મુનિ૦ ॥ ૬ ॥
શનિવારે શુભ ભવમાં રહેજો, વહેલા વહેલા ગુરૂ દર્શન દેજો;
વિનતી સ્વીકારી લેજો. મુનિ૦ ॥ ૭ ॥
સંયમ યત્ન કરીને વિચરજો, શાંત સ્વભાવને દિલમાં ધરજો;
ભવ સાગર વહેલા તરજો. મુનિ૦ ॥ ૮ ॥
સંઘ સકળ સહુ અરજ કરે છે, ગુરૂ ઉપદેશની ખોટ પડે છે;
તેથી વિયોગ નડે છે. મુનિ૦ ॥ ૯ ॥
વાડ વિના કેમ વેલો ચડશે, શૂર વિના જેમ શૂર ન લડશે;
ગુરૂ વિના જ્ઞાન ન મળશે. મુનિ૦ ॥ ૧૦ ॥
શેષ કલ્પ કરી કરજો ચોમાસા, તો ઢળશે સુખ માગ્યા પાશા;
અમને છે તરવાની આશા. મુનિ૦ ॥ ૧૧ ॥
વિદેશમાં જઇ વેહેલેરા વળજો, તરણુ તારણુ તમે બોલથી પળજો;
ઉમેદ રાખીને મળજો. મુનિ૦ ॥ ૧૨ ॥

---

## વિહાર વખતે ગાવાની ગહુંલી ૭ મી.

(સુગ્રીવ નગર સોહામણું જીરે—એ રાગ.)

કેડ બાંધીને સજ થયા જીરે, દંડ ઝોળી લઈ હાથ.
ગંધ હસ્તિ પેઠે ચાલતાં જીરે, શિષ્ય તણો લઇ સાથ,
મારા ગુરુજી રે વિનતિ સુણો મુજ આજ એ ટેક. ૧
દૂર દેશે અમે રહ્યા જીરે, પૂર્વ કર્મ સંયોગ;
દુર્લભ તે પણ પામીયાજીરે, સદ્‌ગુરુનો શુભ યોગ. મા૦ ૨
ક્ષણ ક્ષણ તુમ ગુણ સાંભળે જીરે, ગુરૂ વિરહ દુઃખ દાય;
હીરો તો હાથે ચડયો જીરે, પુણ્ય વિણ ન રહે કર માય. મા૦ ૩
અમ સરખા તમને ઘણા જીરે, મળશે સેવક વૃંદ;
પણ અમ મન ગુરૂજી એક છો જીરે, ચકોર મન જેમ ચંદ. મા૦૪
નિઃસ્નેહી થઇ ચાલિયા જીરે, સમતા ભાવ અગાધ,
પાછું વાળી જુઓ નહિં જીરે, શો છે અમ અપરાધ. મા૦૫
સંઘ સકળ શોકે ગ્રહ્યો જીરે, ક્ષણ ક્ષણ નામ જપંત;
નર નારીના નેત્રથી જીરે, નીરની ધાર ઝરંત. મા૦ ૬
દિવ્ય ધ્વની ગુરૂ દેશના જીરે, મીઠી વાણી અપાર;
તુમ વિણ કોણ સંભળાવશે જીરે, ધર્મ સંસારે સાર. મા૦ ૭
શાંત સ્વભાવ સદા ધરે જીરે, ન કરે ક્રોધ લિગાર;
અમૃત ગુરૂ વેણે વરસતું જીરે, તુમ ગુણનો નહિ પાર. મા૦ ૮
ઘેવર ભોજન જે જમ્યા જીરે, કૂકશા તે નવ ખાય;
સોના થાળે જે જમ્યા જીરે, તે ઠીકરમાં નવ ખાય. મા૦ ૯

અભિલાષી અમૃત તણાં જીરે, વિષ ખાવા નવ જાય;
કલ્પ તરૂ સેવ્યા પછી જીરે, બાવળ નાવે રે દાય. મા૦ ૧૦
તુમ દર્શન સુખ સંપદા જીરે, તુમ દર્શન નવ નિદ્ધિ;
તુમ દર્શનથી પામિયે જીરે, સકળ પદાર્થ સિદ્ધિ. મા૦ ૧૧
ભવ સમુદ્રથી તારવા જીરે, જહાંજ સમા ગુરૂ રાજ;
તુમ દર્શન વાણી વિના જીરે, કોણ સુધારે કાજ. મા૦ ૧૨
ફરી વહેલા પધારજો જીરે, દેજો દર્શન મહારાજ;
સદ્ગતિ સડક બતાવીને જીરે, સુધારજો અમ કાજ. મા૦ ૧૩

---

## વિહાર વખતે ગાવાની ગહુંલી ૮ મી.

(મલ્હારરાવ શહેરનો સુબો ક્યારે આવશે રે—એ રાગ.)

ગુરૂજી મારા, પ્રિતેથી વહેલા પધારજો રે;
મહેર કરી મહારાજ રે. ગુરૂજી૦ એ ટેક.
વાલા ગુરૂના વિયોગથી રે,
દિલમાં સહુને દુઃખ થાય રે; ગુરુ૦
ગમશે નહિ આજે ગામમાં રે,
ધર્મશાળા ખાવા ધાય રે. ગુરુજી૦ પ્રિ૦ ૧
ઉંઘ ઉડાડી અજ્ઞાનની રે;
આપી આપી ઉપદેશ રે; ગુરુજી૦
વેર વિરોધ તજાવિયા રે,
કાઢી નખાવ્યો છે કલેશ રે. ગુરુજી૦ પ્રિ૦ ૨

મિથ્યા દર્શન મુકાવીયું રે,
સમજાવ્યું સત્ય સ્વરુપ રે; ગુરુજી૦
ભવરોગ રોષ ભૂલાવવા રે,
ઔષધ આપ્યું અનૂપ રે. ગુરુજી૦ પ્રિ૦ ૩
તારક ગુરુજી તારવા રે,
વારવા વિષય વિકાર રે; ગુરૂજી૦
મોહ માયા મદ મારવા રે, છોડયો સકળ સંસારરે. ગુ૦ પ્રિ૦ ૪
વ્યાકરણ કાવ્ય ને કોષમાં રે, પંડિત પ્રવિણ ગણાયરે; ગુ૦
શાસ્ત્ર સિદ્ધાંતને શોધિયા રે, જબરા બોધિક જણાયરે ગુ૦ પ્રિ૦ ૫
શાંતિ પસારી સંઘમાં રે, જગતમાં જય કરનાર રે; ગુ૦
વાણી અમૃત રસ વાપરી રે, દુઃખ દોહગ હરનાર રે. ગુ૦ પ્રિ૦ ૬
શ્રાવકપંથ સમજાવીયો રે, વિવિધ કરીને વિસ્તાર રે; ગુ૦
સંતનો શિષ્ય સુબોધથી રે, નિર્મળ કર્યો છે વિચાર રે. ગુ૦ પ્રિ૦ ૭

---

## વિહાર વખતે ગાવાની ગહુંલી ૯ મી.

( જોબનીયાનો લટકો દહાડા ચારનો એ—રાગ. )

ગુણીયલ ગુરૂજી વ્હાલા પુનઃ પધારજો,
તુમ ચરણે અમ પુર પાવન થાય જો;
આપ્યો આપે બોધ અમારા ઉરમાં,
તે ઉપકાર ન લેશ કદિ વિસરાય જો. ગુણી૦ ૧

કોમળ કરૂણાકર સુખકર ગુણ આગરૂ,
વ્હાલેશ્વર તુમ ઉરમાં પર ઉપકાર જો;
ઉન્નત ગિરિ સમ આપ ગણાઓ જ્ઞાનમાં,
તો પણ દિલમાં દયા તણા કરનાર જો. જો૦ ૨
વિચરજો વ્હાલા વિદેશે વિનોદથી,
પાવન કરજો વહેલા અમારા ક્ષેત્ર જો;
ધન્ય દિવસ ને પહોર ઘડી પળ માહરા,
તુમ દર્શનથી સફળ થાય આ નેત્ર જો. જો૦ ૩

---

## વિહાર વખતે ગાવાની ગહુંલી ૧૦ મી.

( ગિરૂઆરે ગુણ તુમ તણા—એ રાગ. )

અરજ સુણો મુનિરાયજી, વિનવે શ્રાવક લોક રે;
વિહાર કર્યાનું સાંભળી, પ્રગટ્યો અતિ બહુ શોક રે. ૧
વિહાર ન કરો વાહલા ગુરૂ, એ ટેક.
નેહ લગાવી ધર્મનો, ચાલ્યા તમે ગુરૂરાય રે;
વિરહ એ ગુરૂજી આપનું, અમથી કેમ ખમાય રે. વિહાર૦ ૨
આશા અમ મન બહુ હતી, ગુરૂ રહેશે અમ ગામ રે;
પણ તમે તો ગુરૂ ચાલીયા, ન ઘટે કરવું આમ રે. વિહાર૦ ૩
કામ એ જ્યાં ત્યાં આપને, કરવો બોધ સુજાણ રે;
રહેતાં તો આ સ્થાનકે, શું છે તમને હાંણ રે વિહા૦ ૪

તુમ જાતાં અમને પછી, કહો કોણ ઉપદેશ આપે રે;
જડ મતિ ને અજ્ઞાનતા, તે મુનિ વિણુ કોણ કાપે રે. વિહા૦ ૫
ગુરૂ સાગર કરૂણાળુઆ, વિદ્યાવંત ઉપકારી રે;
રહો આ ગામે સાહેબા !, અમ અરજી સ્વીકારી રે. વિહા૦ ૬
શ્રી ગુરૂ અરજી ઉર ધરી, કરૂણા હૃદય મોઝાર રે;
આપ રહો અહીં મુનિવરા, એમ કહે નરનાર રે. વિહા૦ ૭

## વિહાર કરતી વખતે ગાવાની ગહુંલી ૧૧ મી.

( શી કહું કથની મારી નાથ એ—રાગ. )

ફરી ફરી દર્શન દેજો આપ, (૨) અમને હિતકર વચનો
કેજો આપ, ફરી૦ એ ટેક.

વહેલા વહેલા આપ પધારી, કરૂણા અધિકી કરજો;
શ્રવણુ મનનથી શુદ્ધ કરેલા, અમઘટ અંતર ઠૂર કરજો. આપ૦ ફ૦ ૧
આપ વિયોગ થકી અતિ આજે, દિલ દુઃખથી ઉભરાએ;
વિયોગના દુઃખ જાણે વિયોગી, કથવાથી ન કથાએ. આપ૦ ફ૦ ૨
વિશુદ્ધ પ્રેમ વહેતો નિત્યે, આપ નયને નિરખાએ;
એ પ્રવાહ અમ સેવક ઉપર, કરજો વહેતો સદાએ. આપ૦ ફ૦ ૩
અમૃતમય ઘટ અંતર કીધા, અમૃત જળ વરસાવી;
સંત શિષ્ય પર ફરી દયા કરજો, જેવી દયા દરસાવી આપ૦ ફ૦ ૪

## વિહાર કરતી વખતે ગાવાની ગહુંલી ૧૨ મી.

( શાલિભદ્ર ભોગી રે હોય એ—રાગ. )

ઉત્તમ બોધ તુમે આપીયોજી રે, કીધો બહુ ઉપકાર;
અમને મુકી ચાલીયાજી રે, તુમ વિણુ કોણુ આધાર.
સુગુરૂજી રે કરજો અમ પર મહેર. ૧ એ ટેક૦
બાલ જીવ છઈએ અમે જી રે, આપ તરણુ જગનાથ;
મુક્તિ માર્ગ દેખાડજો જી રે, ભવ્ય તણા છો નાથ. સુગુ૦ ૨
શંકા સહુ સમજાવતા જી રે, દેતા શુભ ઉપદેશ;
વધતો હર્ષ ઉરે ઘણો જી રે, ક્યાં ચાલ્યા પરદેશ. સુગુ૦ ૩
ક્યારે દર્શન પામશું જી રે, વળી સુણશું ઉપદેશ;
તુમ ચરણુ ક્યાં દેખશું જી રે, દેખે હર્ષ વિશેષ. સુગુ૦ ૪
પુણ્ય ઉદય ક્યારે થશે જી રે ?, સંયમ લઈ ગુરૂ પાસ;
નિશદિન સેવા સાધશું જી રે, ધન્ય ધન્ય તે દિન માસ. સુગુ૦ ૫
પુનરપિ સદ્ય પધારજો જી રે, કૃપા કરી ગુરૂરાય;
હીરાલાલ કહે રંગથી જી રે, વધાવીશું ગુરૂપાય. સુગુ૦ ૬

---

## વિહાર વખતે ગાવાની ગહુંલી ૧૩ મી.

( રાગ—ધોલ. )

સખી હર્ષ ગયો દિલમાંહેથી, કરી અમ પર અતિ ઉપકાર;
કરે છે વિહાર, સુગુરૂજી પધારજો; એ ટેક. ॥ ૧ ॥

ધન્ય ગુરૂજી તમારા ચરણને, જ્યાં આપ ચરણ પધરાય,
સુખદ જય થાય; સુગુ૦ ॥ ૨ ॥
માત તાત સુંદર શિક્ષા દીયે, તેમ તુમ મુખે બોધ રસાળ,
સદાય દયાળ. સુગુ૦ ॥ ૩ ॥
તુમ દર્શનથી સુખ પામતા, તે તો દૂર ગયા સહુ આજ,
જાતાં ગુરૂરાજ. સુગુ૦ ॥ ૪ ॥
કેમ કાળ જશે ગુરૂરાયજી, આપ વાણી વિનાં અહિં નાથ,
કહું જોડી હાથ. સુગુ૦ ॥ ૫ ॥
ભવ્ય જીવની શંકા ટાળવા, કૃપા કરશો કયારે મહારાજ,
થાશે અમ કાજ, સુગુ૦ ॥ ૬ ॥
અમે આપની વાટડી જોવતાં, રહીશું પ્રતિ દિવસ સદાય,
અહો! ગુરૂરાય! સુગુ૦ ॥ ૭ ॥
તમ સેવક રહેશે ઉદાસમાં, સહુ શ્રાવકનો સમુદાય,
વિના ગુરૂરાય. સુગુ૦ ॥ ૮ ॥

---

## વિહાર વખતે ગાવાની ગહુંલી ૧૪ મી.

( દેશમાં ડંકો વગાડીયો રે—એ રાગ. )

પ્રીતેથી વ્હેલા પધારજો રે, કરજો અમ ઉપકાર રે;
ગુરૂજી મારા; પ્રી૦ એ ટેક.
કરૂણાનિધિ તુમે સાહિબા રે, ગિરૂવા ગુણના ભંડાર રે; ગુ૦ પ્રી૦ ૧

જ્ઞાની ગુરૂના વિયોગથી રે, પીડાય જગતનાં જીવ રે; ગુ૦
નરકાદિક ઘોર વેદના રે, ભોગવે જીવ સદીવ રે. ગુ૦ પ્રિ૦ ૨
મિથ્યાતથી વાહ્યાં જીવડા રે, વરતે અજ્ઞાન અભંગ રે; ગુ૦
મમતા માયામાં માચિયા રે, એ સવિ કુગુરૂ કુસંગ રે. ગુ૦ પ્રિ૦ ૩
નિર્ગ્રંથ ગુરૂ નહિ ઓળખે રે, નહિ ખોળ ગોળનું ભાન રે; ગુ૦
હઠ કદાગ્રહથી ઘેરીયા રે, દુર્ગતિનું એહ નિશાન રે. ગુ૦ પ્રિ૦ ૪
ધર્મ રૂચી જીવ થોડલા રે, બહુલા કુપંથમાં જાય રે; ગુ૦
વાદ વિંવાદ વધારતા રે, દુર્લભ બોધી જણાય રે. ગુ૦ પ્રિ૦ ૫
સર્વે સંસારી પ્રાણીયા રે, રાગ રોષે લપટાય રે; ગુ૦
કાળ અનાદિ કુવાસના રે, સુગુરૂ વિના કેમ જાય રે. ગુ૦ પ્રિ૦ ૬
ભમતા જીવ સંસારમાં રે, નહિ કોઇ સુગુરૂ સંજોગ રે; ગુ૦
પૂર્વ પુણ્યે તે પામીયા રે, ટાળનાર એ ભવ રોગ રે. ગુ૦ પ્રિ૦ ૭
વચનામૃત વરસાવજો રે, થાએ મોહનો નાશ રે; ગુ૦
અંતર શત્રુને વારજો રે, પૂરજો ભવિજન આશ રે. ગુ૦ પ્રિ૦ ૮
સમકિત બીજને વાવજોરે, ખીલશે શ્રાવક બાગ રે; ગુ૦
ઉપદેશ જળને સીંચજો રે, વધશે ધર્મ અથાગ રે; ગુ૦ પ્રિ૦ ૯
જિન શાસન દીપાવજો રે, કરી દેશ વિદેશ વિહાર રે; ગુ૦
ભવિજનને પ્રતિ બોધજો રે, એ અનુપમ ઉપકાર રે. ગુ૦ પ્રિ૦ ૧૦
વિનંતી એ અવધારજો રે, તુમે છો જગત આધાર રે; ગુ૦
વહેલા દરિશણુ આપજો રે, વિનવીએ વારંવાર રે. ગુ૦ પ્રિ૦ ૧૧

---

## મુનિ વિહારથી થતો વિયોગ તે વિષે ગાવાની ગહુંલી ૧૫ મી.

(સોનનું સ્વરુપ જોઇ ઉર અકળાયે—એ રાગ.)

મુનિનો વિયોગ બેની મન ગભરાવે રે, મન ગભરાવે,
ઉર અકળાવે રે; મુનિ૦ એ ટેક. ॥ ૧ ॥
સુણીને એ વાત ચિત્ત સ્થિર નવ થાવે, વિચારે વ્યાકુળ બની
નિંદ જરી નાવે રે. મુનિ૦ ॥ ૨ ॥
ભાણે પીરસેલા ભલા ભોજન ન ભાવે, દર્શન વિણ હવે
દિન કેમ જાવે રે. મુનિ૦ ॥ ૩ ॥
મીઠા ને મધુરાં વેણ મન લલચાવે, હવે એ મધુરતા રસ
ક્યાંથી આવે રે. મુનિ૦ ॥ ૪ ॥
ગમે ન ગોઠે ન ક્યાંએ દિલ દુઃખ પાવે, સ્થાનમાં જવું હવે
તો જરી નહિં ફાવે રે. મુનિ૦ ॥ ૫ ॥

---

## મુનિ વિહાર વિષે ગાવાની ગહુંલી ૧૬ મી.

(મારે સોના સરીખો સૂરજ ઉગીયો—એ રાગ.)

ગુરૂરાજને કરે સંઘ વિનંતી, મુનિરાજ તે કરતા વિહાર;
વહેલા દર્શન દેજો મુનિરાજજી. એ ટેક.
કરો પાવન ચરણકમળ થકી, મહી પીઠમાં વિચરી સદાય; વ૦

સહો સંકટ કંટકને વિચરતા, સમભાવે અણવાણે પાય; વ૦ ૧
ભવ વાસના મનથી દૂરે કરી, તજ્યા વિષય કષાયના જોગ; વ૦
ભવ બંધન બેડી તોડીયા, વ્રત વજ્રનો લઈ સંયોગ, વ૦ ૨
તમે કર્મ ખપાવો જે ચીકણાં, તપ દુષ્કર તપતા વિશેષ; વ૦
જિન શાસને અજવાળતાં, ફરી દેશ અને પરદેશ; વ૦ ૩
સુખકારક શિવ પંથ દાખવો, કરી શાસ્ત્રને સત્ય પ્રમાણ; વ૦
જિનરાજની આજ્ઞા સંભાળતાં, ધરી સમકિત શુદ્ધ સરાણ; વ૦ ૪
ભવોભવની ભાવઠ ભાંગવા, ભાંખો ચતુર્વિધ ધર્મ સ્વરુપ; વ૦
નવ તત્ત્વની રીત બતાવતાં, ષડ્દ્રવ્યનું તત્ત્વ અનૂપ. વ૦ ૫
આઠ કર્મની પ્રકૃતિ પ્રરૂપતાં, મૂળ ઉત્તર વિવિધ વિચાર; વ૦
નય સાતની ઘટના ઘટાવતાં, ધારી દ્રવ્યાનુયોગનો સાર. વ૦ ૬
સૂક્ષ્મ બાદર સર્વ જીવની, દયા પાળતાં આપ નિરંત વ૦
જગ દયા પડહ વગડાવતાં, સદા ધ્યાતા શ્રી અરિહંત. વ૦ ૭
શુદ્ધ આહાર ગવેષીને વહોરતાં, રહેતાં તપજપમાં ઉજમાળ. વ૦
કરાવો જ્ઞાન અમૃત પાન રંગથી, ટાલો મિથ્યા વિભ્રમ વિકરાળ વ૦ ૮
ફરી વ્હેલા સુગુરૂજી પધારજો, દેજો દર્શન અતિ સુખકાર; વ૦
અમે ચાતક જળધરની પરે, રહેશું દર્શન આશ મોઝાર. વ૦ ૯
અમ વિનંતી આપ સ્વીકારજો, તુમે તારણ તરણ જહાંજ; વ૦
ગુણવંત ગુરૂના પ્રતાપથી, કવિ દેવના સીધા કાજ. વ૦ ૧૦

---

# વિહારના વિરહ વિષેના સંવાદની ગહુંલી ૧૭ મી.

(ભેખરે ઉતારો રાજા ભરથરી—એ રાગ.)

ગુણી ગરવા ગુરૂરાજજી, અરજી સુણો એક આપજી;
વાત સુણીને વિહારની, સહુને વધ્યો છે સંતાપજી;
સ્થિરતા કરોને અહિંઆ સાહેબા. ૧

અન્ય ઉદ્યોગ ન આપને, જૈનોન્નતિની જરૂરજી;
તેમાં સહુની તલ્લિનતા, ભાસે છે ભરપૂરજી;
સ્થિરતા૦ ૨

ધાર્યું રહું પણ ધાર્મિકો, નહિં એ અમારો આચારજી;
રાગ વધે રે એકજ સ્થળે, રહેતા વધે રે સંસારજી;
કરશું વિહાર આ કારણે. ૩

ગ્રામાનુગ્રામે વિચરતા, ધર્મ વૃદ્ધિ બહુ થાયજી;
બુઝે બહુ જન બોધથી, જિન આજ્ઞા જળવાયજી;
કરશું વિહાર૦ ૪

જેમ સદા જળમાં રહે, અંબુજ આપ અલેપજી;
તેમજ આપ અલેપ છો, લાગે કદિય ન લેપજી;
સ્થિરતા૦ ૫

ધર્મ વૃદ્ધિની જે ધારણા, તે અહિં પૂર્ણ કરાયજી;
લાભ છતાં એક સ્થળે રહે, જિન આણા સચવાયજી;
સ્થિરતા૦ ૬

ધર્મ કાર્યોની ફરસના, વળી વિબુધનો સંગજી;
બંધ પડે અહિં સ્થિર થતાં, આળસુ થઇ જાય અંગજી;
કરશું વિહાર૦ ૭

રમતા રામનું કામ છે, ફરતા રહેવું સદાયજી;
નિર્મળ જળ વિણસે સહી, એક સ્થળે જો સ્થિર થાયજી;
કરશું વિહાર૦ ૮

ધર્મ સ્નેહ સહુ રાખજો, ધરજો ધર્મનું ધ્યાનજી;
ક્ષેત્ર સ્પર્શના જો હશે ફરી, તો આવશું અહીં સુજાણજી.
કરશું વિહાર૦ ૯

---

## ગુરૂ વિહાર વખતે ગાવાની ગહુંલી ૧૮ મી.

( રાજા દશરથ દીપતો—એ રાગ. )

સરસ્વતી સ્વામિને વિનવું, સદ્ગુરૂ લાગુ છું પાય રે;
શીયાલો શ્યાને આવીયો, ગુરૂ ચાલણહારા થાય રે.
ગુરૂજી ચોમસું વહી ગયું, વહેતા ન લાગી વાર રે. ગુ૦ ૧

પડિકમણા પોસા તણી, અમને હોંસ રહી અધુરી રે;
વળી રે વિશેષે વખાણુની, કહો કેમ થાશે પૂરી રે. ગુ૦ ૨

વહોરવા કોણ પધારશે, કોણ દેશે ધર્મ લાભ રે;
પચ્ચખ્ખાણ કોણ કરાવશે, ગુરૂ વિણ સવિ અલાભ રે. ગુ૦ ૩

વ્યાખ્યાન કોણ સુણાવશે, કોણ દેશે ઉપદેશ રે;
મુજને કોણ સમજાવશે, કોણ હઠાવશે ક્લેશ રે. ગુ૦ ૪
ટળવળતા અમને મૂકી, ક્યાં ચાલ્યા મહારાજ રે;
નિર્મલ ગુરૂ દર્શન વિના, કેમ સરશે અમ કાજ રે. ગુ૦ ૫
ગુન્હા ઘણા છે અમ તણા, મનમાં ન ધરશો લિગાર રે;
પાછા વહેલા પધારીને, દેજો ઉપદેશ સાર રે. ગુ૦ ૬
શ્રાવક માગે શિખડી, મારા નયણે વછુટે નીર રે;
માસ કલ્પ ગુરૂ અહીં કરો, સંઘ થાય છે દિલગીર રે. ગુ૦ ૭
રાખ્યા કોઇના નવિ રહે, એમ સુગુરૂ કહે અણગાર રે;
શ્રાવક ને વળી સાધુનો, છે અહીં લગી વ્યવહાર રે. ગુરૂ૦ ૮
વ્રત લીધા ન વિસારજો, તમે નિત્ય ગણજો નવકાર રે;
તમને તે ફરીને વંદાવશું, ધરજો ધર્મશું પ્યાર રે. ગુ૦ ૯
વાંદી શ્રાવક સૌ પાછા વળ્યા, શ્રી ગુરૂ કરે વિહાર રે;
ભાવ વિજય કવિરાયજી, ગાઈ ગહુંલી સાર રે ગુ૦ ૧૦

---

## ગુરૂ વિહાર કરે તે વખતે ગાવાની ગહુંલી ૧૯ મી.

( હો રે ચેતન ચેતજો—એ રાગ. )

આજ રહો મન મોહના, તમને કહું છું વારોવાર રે;
કઠિણ હૃદય તમે કા કરો, જીવન જગત આધાર રે. આજ૦ ૧
સુગુણ સનેહા સાધુજી, તુમ શું અમ ધર્મ સ્નેહ રે;

રંગ પતંગ તણી પરે, એમ છટકી ન દિજે છેહ રે. આ૦ ૨
ચાલવું ચાલવું શું કરો, તુમ આગલ એહિ જ કામ રે;
માનો માનો પાયે પડું, નિત્ય રાખો અમારી મામ રે. આ૦ ૩
સંઘ આગ્રહ ઘણો કરે, શ્રી ગુરૂજી કરે વિહાર રે;
અતિ તાણ્યું તૂટે સહી, એ લોક કહેવત સાર રે. આ૦ ૪
વળતું રે મુનિવર એમ ભણે, તુમે સાંભળો શ્રાવક વિચાર રે;
શ્રી વીરની આણા છે એહવી, સાધુને નવ કલ્પી વિહાર રે. આ૦ ૫
ધર્મ લાભ કહી પાંગર્યા, કોઈ શું ન આણી પ્રીત રે;
ફરી પાછું જુવે નહિં, એવી સાધુની રૂડી રીત રે. આ૦ ૬
આજ આવ્યા કાલ ચાલશે, વિરાગી સાધુજી જેહ રે;
હા ? હા ? હું એમ ન જાણતી, એવા સાધુનો શો સ્નેહ રે. આ૦ ૭
અધિક ઓછું જે કહ્યું, તે ખમજો ઋષિરાય રે;
સંવર દયાવંત સાધુજી, તુમને લળી લાગું પાય રે. આ૦ ૮
પાટણ પાટણ શું કરો ?, પાટણ છે પાતળો દેશ રે;
એક ચોમાસું ઇહાં કરો, તુમે જગ ગુરૂ જુવો વિશેષ રે. આ૦ ૯
ધન્ય તે નગર પાટણ પૂરિ, શ્રી ગુરૂજી કરે વિહાર રે;
ભવિક જીવ પ્રતિબોધવા, એવા સાધુની બલિહાર રે. આ૦ ૧૦
ઉઠી પ્રભાતે આવતી, ગુરૂ ચરણ સેવા કાજ રે;
હવે ગુરૂ વિયોગે એકલી, નહીં ગમશે અમને આજ રે. આ૦ ૧૧
મીઠી શ્રુત વાણી જે સાંભળી, નહીં ગમશે અમને આજ રે;
કેમ સૂકે નવ પલ્લવ તરૂ, જે સિંચ્યો અમૃત મેહ રે. આ૦ ૧૨

જેમ તારક જ્યોતી નિહાળતા, સાંભળે રોહીણી ભરથાર રે;
તેમ તુમ મુખ દેખી સાંભળે, મને સુહમ જંબુ કુમાર રે. આ૦ ૧૩
મેં કાલ ગયો નવિ જાણીયો, સુખ મગ્ને રહે જેમ દેવ રે;
હવે ધન્ય નગર તે લોકને, જે કરશે તુમ પદ સેવ રે આ૦ ૧૪
કહ્યું થોડું ઘણું જાણજો, આ સંઘ તણી અરદાસ રે;
જયજય હોજો તુમને સદા, ભવ્ય લોકની પૂરજો આશ રે. આ૦ ૧૫
કોઈ દિન અમને સંભારજો, વરસ વચ્ચે એક વાર રે;
શુભ વીર વચનની ચાતુરી, ચતુરા ગાવંતી નાર રે આ૦ ૧૬

---

## ચોમાસું ઉતરતી વખતે ગાવાની ગહુંલી ૨૦ મી.

( શાળીભદ્ર ભોગી રે હોય—એ રાગ. )

શ્રી શંખેશ્વર પાય નમુંજી રે, સરસ્વતી લઇ સુપસાય,
નવકલ્પી મુનિરાયને જી રે, કરૂં વિનંતી ચિત્ત લાય;
મારા ગુરુજી રે, ન કરો આપ વિહાર. ૧
પંચે મહાવ્રત પાળતા જી રે, ધરતા પાંચે આચાર;
પંચ પ્રમાદ દૂરે કરે જી રે, ત્રણ ગુપ્તિ ચિત્ત ધાર. મારા૦ ૨
મુનિધર્મ શુદ્ધ પાળતા જી રે, ફરતા દેશ વિદેશ;
આવ્યા પુરમાં ભાગ્યથી જી રે, રહેવાને ચોમાસ. મારા૦ ૩
આષાઢ ભલે આવીયો જી રે, જળ વરસે બહુ ધાર;
તેમ મુનિ જીન વાણી તણો જી રે, કરતા મુખ ઉચ્ચાર. મારા૦ ૪

શ્રાવણ સરવર વરસવે જી રે, ફુલી સઘ વનરાય;
તેમ મુનિ વાણી વરસવે જી રે, સુણતાં આનંદ થાય. મારા૦ ૫
ભાદરવો ભલે ગાજીયો જી રે, સફલ હુઇ અમ આશ;
હરખ થાય અમને ઘણો જી રે, રહેતા મુનિવર પાસ. મારા૦ ૬
આશૅાએ આશા હતી જી રે, ગુરુ રહેશે ઇણ ઠામ;
જિનવાણી શ્રવણે સુણ્યા જી રે, સરસે અમારા કામ મારા૦ ૭
કાર્ત્તિકે કિણ મુખ થકી જી રે, મેં સુણી એવિ રે વાત,
ગુરુ કરે વાત વિહારની જી રે, આજ કે કાલ પ્રભાત. મારા૦ ૮
એટલા દિન મુજને હતી જી રે, ગુરૂ રહેવાની આશ;
વાત સુણતાં વિહારની જી રે, જીવ થાએ ઉદાસ. મારા૦ ૯
દિન દિન થાનક આવતી જી રે, કરતી સામાયિક સાર;
સંદેહ ટાલતી મન તણા જી રે, પૂછી પ્રશ્ન અપાર. મારા૦ ૧૦
પુનમ દિન વાણી સુણ્યા જી રે, નેણે આંસુની રે ધાર;
એકમ દિન પ્રભાતમાં જી રે, કરતા ગુરૂજી વિહાર. મારા૦ ૧૧
કેડ બાંધી અતિ આકરી જી રે, ઝોલી લીધી રે હાથ;
ખંભે રાખી પોથીયો જી રે, લઈ ચેલાને સાથ. મારા૦ ૧૨
મુનિ ભાંખે સુણો શ્રાવીકા જી રે, મુનિ રહે અપ્રતિબંધ;
દાન દયા ધર્મ કર્યાં જી રે, હોસે સુખ સંબંધ. મારા૦ ૧૩
શ્રાવક શ્રાવીકાઓ કહે જી રે, સુણો વિનંતા ગુરુરાય;
દાન ધર્મ તપસ્યા સવિ જી રે, તુમ આવ્યાથી થાય. મારા૦ ૧૪

ખજુર ખારેક જાંબુ થકી જી રે, મીઠી સાકર દ્રાક્ષ;
તેથી મીઠી તુમ વાણી છે જી રે, અમને એ અભિલાષ. મારા૦ ૧૫
સેખાકાળે આવીને જી રે, પુરજો ગુરુ અમ આશ;
ગુરુ આણા લઈ કલ્પતા જી રે, કરજો ફરી ચોમાસ. મારા૦ ૧૬
ધર્મ લાભ દઇ ચાલીયા જી રે, નહિ મન મોહ લગાર;
પાછું વાળી ગુરુ જુવો જી રે, જેમ અમ થાય ઉદ્ધાર. મારા૦ ૧૭
અવગુણ અમ ગણશો નહિ જી રે, ગુરૂજી ક્ષમા ભંડાર;
દેજો દર્શન કવિયણ કહે જી રે, ગુરૂજી તારણહાર. મારા૦ ૧૮



# દીક્ષા પ્રકરણ ॥ ૬ ॥

## દીક્ષા લેવા જતી વખતે ગાવાની સાતવારની

## ગહુંલી ૧ લી.

( હારે મારે આસો માસે શરદ પુનમની રાત જો—એ રાગ. )

હારે સખી રવિએ રવિ સમ ત્યાગી થઈ ઉજમાલ જો,
માત તાત ભ્રાત ભગિની રાગને પરિહરી રે લોલ;
હારે સખી રવિવત રાતા જ્ઞાતા જ્ઞાન અપાર જો,
દીક્ષા ભિક્ષા લેવા ચાલ્યા ભાવ ભલા ધરી રે લોલ. ૧

હારે સખી સોમે સૂંમપણું તજી દેતા દાતા દાન જો,
જલધરવત્ વરસે ભેદ ભાવ દૂરે કરી રે લોલ,
હારે સખી રાગ રોષ તજી શીતલતા ધરી અંગ જો;
સંયમ સાધન આરાધન શાંતિ દશા વરી રે લોલ. ૨

હારે સખી મંગલ વારે મંગલીકનાં કરી કામ જો,
દુઃખહર સુખકર ચરણ ધરણને ઉમંગીયો રે લોલ,
હારે સખી નિશ્ચલ મંગલ જિન સિદ્ધ સાધુ ધર્મ જો,
શરણા ભાવી ભાવથી આતમ રંગીયો રે લોલ. ૩

હારે સખી બુધવારે શુદ્ધ બુદ્ધિના બલવાન જો,
બાહ્યાભ્યંતર બાધક બધી દુબધા તજી રે લોલ;

હારે સખી બોધિ બીજ ગુરૂદત્ત વાવી ઉરની માંહિ જો,
ચારિત્ર તરૂ ખિલવવા ચાલ્યા ગુણી સદ્‌ગુણ સજી રે લોલ. ૪
હારે સખી ગુરૂએ ગુરૂ ગુણ ઘટ માંહિ ઉતારી જો,
મ્હાલવા ગુણ વનમાં દોષો દુઃખ રૂપે ગણી રે લોલ;
હારે સખી વિભાવ દશા છોડી રમવા આતમ ભાવ જો,
વૈરાગી રાગી સંયમી ચાલ્યા શિવ વરવા ભણી રે લોલ. ૫
હારે સખી શુક્રે સુકૃત્ય સંચય કરી અનેક જો,
સંઘ સ્વધર્મી શાસનની સેવા સાચવી રે લોલ;
હારે સખી સાજન માજન સૌ સાથે લઇ પરિવાર જો;
વીર જિણંદની પાસે આવી શિવ પુરિ જાચવી રે લોલ. ૬
હારે સખી શનિએ શાંત સ્વભાવી ભાવી ગુણી જે સંત જો,
તે સમીપે આવી ચરણ કરણ માગવા પ્રીતથી રે લોલ;
હારે સખી વિધિપૂર્વક દે દીક્ષા શિક્ષા ગુરૂરાય જો,
તે આરાધી લેવી અમર પુરિ શુભ રીતથી રે લોલ. ૭
હારે સખી સંવત ઓગણીશે ત્રાણુની શુભ સાલ જો,
માસ આષાઢે સુદિ તેરસ તિથિ આવી ભલી રે લોલ;
હારે ગુરૂ ગુલાબચંદ્રજી સાથે રહી ચોમાસ જો,
વીરમુનિએ ગાઈ ગહુંલી ગામ ગુંદાલે નિર્મળી રે લોલ. ૮

---

## દીક્ષા પ્રસંગે ગાવાની ગહુંલી ૨ જી.

( ચાલો સાધુજીને વાંદવા રે—એ રાગ. )

સંયમી શૂરા. દીક્ષિત પંથ દીપાવજો રે. એ ટેક. ઉત્તમ કુળ
અજવાળજો રે, બાળજે કર્મના બીજ રે; સંયમી૦
તાપ ત્રિવિધિના ટાળજો રે. આ ભવનું ફળ એજ રે, સં૦ ૧
પવિત્ર ગુણો પ્રગટાવજો રે, ગંભીર થઇ ગુણવાન રે; સં૦
ભાવ ચડિયાતા ભાવજો રે, કરજો પ્રવચનનું પાન રે. સં૦ ૨
જેના કારણ માટે જાગીયા રે, તેની કરજો સંભાળ રે; સં૦
પુરૂષાર્થને પ્રગટાવજો રે, હૃદયને કરજો રસાળ રે. સં૦ ૩
વજ્ર તે કરજો વૈરાગનું રે, તપની કરજો તલવાર રે; સં૦
મહાવીર પંથ મલાવજો રે, ઉતરવા ભવ પાર રે. સં૦ ૪
ખડગ ક્ષમા ધરી ખંતથી રે, તપની માંડી દેજો તોપ રે; સં૦
ભાળો ભક્તિતણું રાખજો રે, કોઇનો ચાલે નહિ કોપ રે. સં૦ ૫
સુમતિ શક્તિ સાથે રાખજો રે, કુમતિનો કરજો કાળ રે. સં૦
વૈરીના બાણ વછુટશે રે, ધૈર્યની ધરજો ઢાલ રે; સં૦ ૬
મોહ દુશ્મનને મારજો રે, કરવા આતમનો ઉદ્ધાર રે. સં૦
જ્ઞાન ગોળા ચિંધી ફેંકજો રે, શત્રુનો કરજો સંહાર રે; સં૦ ૭
વીરની આજ્ઞા આરાધજો રે, અંતર તજી અભિમાન રે; સં૦
સંતશિષ્ય સુખ પામવા રે, સંયમ સુંદર ધામ રે. સં૦ ૮

---

## દીક્ષા પ્રસંગે સમવસરણમાં ગાવાની ગહુંલી ૩જી.

( રામ લક્ષ્મણ વનમાં સીધાવતા—એ રાગ. )

દશા સુણજો દીક્ષા લેનારની, અભ્યંતરના કહું છું આચાર;
સુણો નરનાર, સંયમ પંથ સાંભળો. ॥ ૧ ॥
છર્તિ રૂદ્ધિ છોડે છે સંસારની, સમજી અંતર માંહે અસાર;
કરવાને ઉદ્ધાર, સંયમ૦ ॥ ૨ ॥
જેણે પીધી રસાયણ પ્રેમની, તેની દૃષ્ટિના ટળી જાય દોષ;
રહે ક્યાંથી રોષ. સંયમી૦ ॥ ૩ ॥
ગોળી ખાધી જેણે સદ્‌ગુરૂ તણી, રહે નહિ તેના હૃદયના રોગ;
તજ્યા કામ ભોગ. સંયમ૦ ॥ ૪ ॥
વિષયોથી રહે ચિત વેગળું, અવનિથી બન્યા છે ઉદાસ;
એક નથી આશ. સંયમ૦ ॥ ૫ ॥
ખાવા પીવામાં જીવ ખુચે નહિ, વ્યવહારની ન ગમે વાત;
દિવસ કે રાત. સંયમ૦ ॥ ૬ ॥
જેને વાતો ગમે છે વૈરાગની, રહ્યા દુષ્ટ દોષોથી દૂર;
સાચા મહા શૂર. સંયમ૦ ॥ ૭ ॥
ક્રોધ માન માયા મદ લોભને, પાડી પાતળા બન્યા પવિત્ર;
રાખી રૂડી રીત. સંયમ૦ ॥ ૮ ॥
શાંતિ શાંતિ ભરી જેના શ્વાસમાં, સંતશિષ્ય સંયમીઓની
રીત; પૂરણ તેમાં પ્રીત. સંયમ૦ ॥ ૯ ॥

---

# ગહુંલી ૪ થી.

( વાડીના ભમરા દ્રાખ મીઠી રે ચાંપાનેરની—એ રાગ. )

જીરે દીક્ષા લેવાને વૈરાગીયા, જીરે સજીયા શુભ શણગાર રે;
સંયમના રાગી, સંયમ લેવાને સજ્જન સંચર્યા; એ ટેક.

જી રે વરઘોડો ઉચ્છરંગથી, જીરે નિજ ઘરેથી
ચડયો સાર રે; સં૦ ॥ ૧ ॥

જી રે હય ગય પાખરીયા ભલા, જીરે શણગાર્યા તે
ભલી ભાત રે. સં૦

જી રે રંગબેરંગી બન્યા ઘણા, જી રે સુંદર શોભે
અવદાત રે. સંય૦ ॥ ૨ ॥

જી રે અહં પૂર્વિકાની ચડસથી, જી રે નાપે એક
બીજાને દાદ રે. સં૦

જી રે ઢોલ નગારાં વાગે ઘણા, જી રે શરણાઇઓ
કરે નાદ રે. સં૦ ॥ ૩ ॥

જી રે વાજાં વાગે ને ગાજે આભલું, જી રે ફરકે છે
નેજા નિશાન રે. સં૦

જી રે ભેરી ભુંગળ મંગળ ભળે, જી રે ગાય
સંજમના ગુણગાન રે. સં૦ ॥ ૪ ॥

જી રે હય ગય ખાંધે બિરાજીયાં, જી રે સાંબેલા
સજી શણગાર રે. સં૦

જી રે વય ગુણ રૂપથી સારીખા, જી રે સ્વર્ગના
જાણે દેવકુમાર રે. સં૦ ॥ ૫ ॥

જી રે સાજન માજન મલપતા; જી રે ચાલે છે
ચતુર સુજાણ રે. સં૦
જી રે પાછળ શિબિકા સોહામણી, જી રે માંહિ બેઠા
ગુણના નિધાન રે. સં૦ ॥ ૬ ॥
જી રે છત્ર ને ચામર ઢાળતા, જી રે ભગિની
ઉતારે લૂણ રે સં૦
જી રે જન બહુ જય શબ્દ ઉચ્ચરે, જી રે સધવા
વધાવે પુણ પુણ રે. સં૦ ॥ ૭ ॥
જી રે નગર વિચાલે બહુ ઠાઠથી, જી રે ચાલે વરઘોરા
સુખકાર રે, સંયમ૦
જી રે ચડતી થઈ જિન ધર્મ તણી, જી રે રહ્યો ન
શોભાનો પાર રે. સં૦ ॥ ૮ ॥
જી રે સકળ સંઘ વંદન કરે, જી રે અનુવંદન
તજી પ્રમાદ રે. સં૦
જી રે દાન યાચકને આપે ઘણા, જી રે યાચક દે
સામો આશિર્વાદ રે. સં૦ ॥ ૯ ॥
જી રે મંગળ માળા બાળા ભણે, જી રે ગોરી ગાય
સુંદર ગીત રે. સં૦
જી રે એમ ઉદ્યાનમાં ઉતર્યા, જી રે દીપ કહે જીન
શાસન રીત રે. સં૦ ॥ ૧૦ ॥

---

## ગહુંલી ૫ મી.

( મેંદી રંગ લાગ્યો—એ રાગ )

સંયમ લેવા સંચર્યા રે, સાથે બહુ પરિવાર; સંયમ રંગ લાગ્યો૦
રંગ લાગ્યો ચિત્ત લાગ્યો ચોળ, સંયમ૦ એ ટેક.
આઠે કન્યા સામટી રે, માત પિતા પરિવાર; સંયમ૦
સૂરિયાભ સુરની પરે રે, નાટક વિવિધ પ્રકાર. સં૦ ૧
મુખ કમળ તિલક લાલશું રે, છાયા રથ ચકડોળ. સં૦
ચૂઆ ચંદનના છાંટણા રે, કેશરીયા રંગરોળ. સં૦ ૨
ખુપ ભર્યો જંબૂ શિરે રે, મોતી ઝાકઝમાળ; સં૦
સયણ વહે ત્યાં પાલખી રે, ધર્મ તણા ઉજમાળ. સ૦ ૩
રાજગૃહ શણગારીયું રે, સ્વર્ગપુરી અનુહાર, સં૦
સુર નર જોવા આવીયા રે, દીક્ષાનો અધિકાર. સં૦ ૪
સાંબેલા બહુ સજ કરી રે, આવ્યા કોણિક રાય, સં૦
પડહ વજડાવ્યો નગરમાં રે, ભવિ મન હરખ ન માય સં૦ ૫
પાંચસો કુમાર શણગારીયા રે, પ્રભવાનો પરિવાર, સં૦
જંબૂ કુંવરના બોધથી રે, ચોર થયા શાહુકાર. સં૦ ૬
ગોરી ગાવે ગીતને રે, બોલે નવ નવ છંદ, સં૦
જયજય શબ્દ મુખ ઉચ્ચરે રે, ચારણ ભાટ આનંદ. સં૦ ૭
અઢળક દાને વરસતા રે, જેમ પુષ્કળ જળધાર, સં૦
ચામર છત્ર ઢળાવતાં રે, ચાલ્યા જંબૂકુમાર. સં૦ ૮
લુણ ઉતારે બેનડી રે, આવ્યા રાજદુવાર, સં૦

વધાવે મુક્તાફળે રે, રાણી સુવર્ણથાળ. સં૦ ૯
નારી અપ્સરા કિન્નરી રે, ગાયે મધુરાં ગીત, સં૦
જિનશાસન શોભાવીયો રે, ધન્ય ધન્ય એ સુવિનીત. સં૦ ૧૦
કર્મ ટાળી કેવળ લહો રે, દે ફઇયર આશીષ, સં૦
વડ વખતા વ્યવહારીયા રે, આવિ નામે શીશ. સં૦ ૧૧
જંબૂને જોવા ભણી રે, સૌભાગી સસનેહ. સં૦
નવઆરી નગરી હતી રે, થઈ ગઈ સાંકડી તેહ. સં૦ ૧૨
થાવરચ્યા સુતની પેઠે રે, જેણી પરે મેઘકુમાર, સં૦
તેણી પરે મહોચ્છવ જાણજો રે, જ્ઞાતા સૂત્ર મોઝાર. સં૦ ૧૩
એમ મહોચ્છવ કરતાં થકાં રે, પરવરિયા પરિવાર, સં૦
ગુણશીલ ચૈત્યે આવીયા રે, જ્યાં સોહમ ગણધાર. સં૦ ૧૪
રથ તુરંગમ ગજઘટા રે, સવિ ઉભા શિરદાર, સં૦
નિજ વાહનથી ઉત્તરી રે, વાંદે ગુરુ સુખકાર. સં૦ ૧૫
કહે સ્વામી મુજ તારીયે રે, તવ સોહમ ગણધાર, સં૦
જંબૂ આદિ સર્વને રે, દીધો સંજમ ભાર. સં૦ ૧૬
સામાચારી શીખવી રે, ભણ્યા અંગ અગ્યાર; સં૦
કર્મ ટાળી કેવળ લહી રે, પહોંચ્યા મુક્તિ મોઝાર. સં૦ ૧૭
બાકી સુરગતિ પામીયા રે, પાંચ સો સત્યાવીશ; સં૦
એવા મુનિને ધ્યાવતા રે, પામે પરમ જગદીશ. સં૦ ૧૮

---

# ગહુંલી ૬ ઠી.

(મલાર રાવ શહેરનો સુબો ક્યારે આવશે રે—એ રાગ.)

સુખંકર સંયમ પાળજો રે, દીપાવજો મુનિવેશ રે; સંયમીલાલ.
આતમ કાર્ય સાધજો રે, જેમ નાવે દુઃખ લેશ રે. સં૦ આ૦ ૧
અનિત્યપણું જગ જાણીયું રે, સ્વારથીયો પરિવાર રે; સં૦
જેવું પાકું તરૂ પાંદડું રે, તેવોજ મનુજ અવતાર રે સં૦ આ૦ ૨
જ્ઞાન સુધાના પાનથી રે, ચિંતવ્યું હૃદય મોઝાર રે; સં૦
કિંપાક ફળ સમ જાણીને રે, તજિયો અસ્થિર સંસારરે. સં૦ આ૦ ૩
પૂર્વનાં પૂરા પુણ્યથી રે, સરિખો મળ્યો સંજોગ રે; સં૦
ચારિત્ર કલ્લોલે ઝીલજો રે, રાખી સદા ઉપયોગ રે. સં૦ આ૦ ૪
સંધ્યા રંગના જેહવો રે, જાણ્યો જગત જંજાળ રે. સં૦
વૈરાગ્ય રંગે રંગાઇને રે, સાધજો કાર્ય તત્કાળ રે. સં૦ આ૦ ૫
ફુટલ તળીઆના કુંભનો રે, જેમ નીર થાય ખલાસ રે; સં૦
તેમ ચાલ્યું જશે આઉખું રે, જેમ જળ રહેલ ઘાસ રે. સં૦ આ૦ ૬
વાદળા જેમ નજરે દેખતાં રે, ચાલ્યા જતા આકાશ રે; સં૦
તેવું જોબન રંગ જાણજો રે, ચંચલ જણાય વળી આશરે. સં૦ આ૦ ૭
પર્વતમાં મેરૂ મોટકો રે, નદીઓમાં જેમ ગંગ રે; સં૦
ગજમાં દીસે ઐરાવણો રે, જેમ દેહમાં શિર ઉત્તમંગ રે. સં૦ આ૦ ૮
દાતારમાં જેમ જળધરૂ રે, મંત્રમાં જેમ નવકાર રે; સં૦
જેમ તારામાં ચંદ્ર વડો રે, તેમ સાધુધર્મમાં સાર રે. સં૦ આ૦ ૯
વારંવાર મળવું કઠિણ છે રે, મરૂ દેશમાં જેમ સહકાર રે; સં૦

પુણ્ય જોગે તે કર ચડયોરે, અહોનિશ આરાધો સારરે. સાં૦ આ૦ ૧૦
કડવા ઔષધના પાનથી રે, જાએ શરીરનાં રોગ રે; સાં૦
તેમ ભવ રોગ મટાડવા રે, મળ્યો સંયમનો જોગ રે. સાં૦ આ૦ ૧૧
ધર્મમાં પ્રેમ વધારજો રે, રહેજો ગુરૂની પાસ રે; સાં૦
ગુરૂ આણા નિત્ય પાળજો રે, કરજો જ્ઞાન અભ્યાસ રે. સાં૦ આ૦ ૧૨
ચારિત્ર પંથ છે આકરો રે, મહાવ્રત ખાંડાની ધાર રે; સાં૦
ચેતી ચેતીને ચાલજો રે, પાળજો પંચાચાર રે. સાં૦ આ૦ ૧૩
રમજો જ્ઞાન ને ધ્યાનમાં રે, ટાળજો પંચ પ્રમાદ રે; સાં૦
ચડસા ચડસી નિવારજો રે, તજી દેજો વાદવિવાદ રે; સાં૦ આ૦ ૧૪
સુખદુઃખ દિલમાં ન ધારશો રે, રાખશો ન ખેદ લવલેશ રે; સાં૦
જેહવા ઉમંગથી આચર્યું રે, તેહવું પાળજો હંમેશ રે. સાં૦ આ૦ ૧૫
જ્ઞાન દર્શન ચરણ બાગમાં રે, ધર્મધ્યાન હુન્ના સાર રે; સાં૦
જન્માદિક રોગથી છુટશો રે, પામશો સુખ શ્રીકાર રે. સાં૦ આ૦ ૧૬
પ્રવચન માતાને પાળજો રે, કરજો આગમનું પાન રે; સાં૦
મદ આઠનું જોર ભાંગજો રે, વગાડજો જિન નિશાન રે. સાં૦ આ૦ ૧૭
કર્મ કાષ્ઠને કાપજો રે, લઈને તપ કુઠાર રે; સાં૦
ધ્યાન અનળ જગાવજો રે, બાળીને કરજો છાર રે. સાં૦ આ૦ ૧૮
જિનવર માર્ગ ચાલજો રે, કરજો કોડી કલ્યાણ રે; સાં૦
ચાર કષાયના જીતથી રે, પામશો મહોદય ઠાણ રે. સાં૦ આ૦ ૧૯
દીક્ષિતે અસ્થિર જગ જાણીને રે, લીધી દીક્ષા ગુરૂ પાસ રે; સાં૦
ગુરૂએ શિક્ષા આપી ખંતથી રે, એમ કહે કવિ જિનદાસ રે. સાં૦ આ૦ ૨૦

---

# પર્યુષણ પ્રકરણ ॥ ૭ ॥

---

## પર્યુષણ પર્વ વિષે ગહુંલી ૧ લી.

( કર પડિકમણું રે ભાવશું—એ રાગ. )

પર્વ પર્યુષણ શોભિતું, સર્વ પર શિરદાર, લાલ રે.
આરાધો ખરી ખંતથી, રાખી ધર્મથી પ્યાર લાલ રે. પ૦ ૧
કષાય મોહ મમતા તજી, તજી રાગ ને રોષ લાલ રે,
વેર ઝેર અલગા કરી, વધારો સદ્ગુણ કોષ લાલ રે. પ૦ ૧
પાપ અઢારે પરિહરો, વિકથા કરો સર્વ દૂર લાલ રે;
દાન શીલ તપ ભાવમાં, રાખો ભાવ ભરપૂર લાલ રે. પ૦ ૩
સ્વધર્મીની સેવા કરો, દિયો ગુણીજનને દાન લાલ રે,
રક્ષણ કરો ષટ કાયની, જે સર્વ ધર્મ પ્રધાન લાલ રે. પ૦ ૪
વિત્ત વાવરો વિગતે કરી, તપો તપ બહુ પ્રકાર લાલ રે;
કરો પ્રભાવના જ્ઞાનની, જેમ થાય ધર્મ ઉદ્ધાર લાલ રે. પ૦ ૫
પૌષધ સંવર વ્રત આદરો, ધારો નિયમ અનેક લાલ રે;
દ્યો દાન દીન અનાથને, રાખી હૃદય વિવેક લાલ રે. પ૦ ૬
તજો વ્યસન સાતે તમો, તજો બોલવું જૂઠ લાલ રે;
નિંદા ઇર્ષા ચાડી સદા, દેજો દોષો ને પૂંઠ લાલ રે. પ૦ ૭
વર્ષની અંદર કલહ કર્યા, કહ્યા વચન વિરુદ્ધ લાલ રે;
ખમાવી સર્વ જીવને, કરો પડિકમણા શુદ્ધ લાલ રે. પ૦ ૮

એમ પર્યુષણ આરાધતા, થાય કર્મ નિસ્તાર લાલ રે;
વીર ગુરૂ કરૂણા થકી, મળે શિવપુર દ્વાર લાલ રે. ૫૦ ૯

---

## પર્યુષણ પર્વમાં કરણી કરવા વિષે ગહુંલી ૨ જી.

( જીણી આભ ઝબુકે વિજલી રે—એ રાગ. )

આ પર્વ પર્યુષણ શાશ્વતું રે, મહતા તેથી તેની મનાય;
શ્રાવકજી ભાવે પર્વ મલ્હાવજો રે; એ ટેક.
અનંત જિનોએ ઉપદેશીયો રે, તે પર્વ ઇંદ્રાદિ ગ્હાય. શ્રા૦ ૧
રમવા જમવાના પર્વો છે ઘણા રે,
એવા કેઈ આવ્યા કેઇ જાય; શ્રા૦
આ તો કર્મ છોડ્યાનું પર્વ છે રે,
એ પર્વ આરાધો સુખદાય. શ્રા૦ ૨
ખાંડણ પીસણ આદિ ત્યાગીને રે,
તજો ખાવી લીલોત્રી અખીલ; શ્રા૦
છંડો વ્યાપાર જૂઠ પ્રપંચના રે,
પાળો ત્રિવિધ ભાવે શીલ. શ્રા૦ ૩
છઠ અઠમ આદરો શાંતિથી રે,
કરો પ્રતિક્રમણ હંમેશ; શ્રા૦
પ્રતિલાભો ભાવે મુનિરાયને રે,
ભાવો ભાવના સુવિશેષ. શ્રા૦ ૪
ક્રિયા વિધિપૂર્વક કરી ખંતથી રે,

થાઓ આત્મ ધર્મ સન્મુખ; શ્રા૦
વીર મુનિ ગુરૂ ભક્તિ થકી રે,
જાયે જન્મો જન્મના દુઃખ શ્રા૦ ૫.

## પર્યુષણ પર્વમાં કરવાના કર્તવ્યો વિષે ગહુંલી ૩ જી.

( રાગ—દંડી. )

કરી કલ્પ શ્રવણ ભવ ભ્રમણ ટાળો,
ધરી ધર્મ ધ્યાન આતમ અજવાળો;
કરેલ પાપ સર્વ સંભાળી બાળો,
ભવિકો ભાવથી ધર્મ માંહિ મ્હાલો. ૧
મુનિ નમન કરો ભાવે વારો વાર,
દિયો દાન ત્યાગિઓને ધરી પ્યાર;
સાહમી વાત્સલ્યથી તરો ભવપાર,
અભય દાનથી અભયતા થનાર. ૨
દીન દુઃખીની લેજો તમે સંભાળ,
અયાચકોના થાજો પ્રતિપાળ;
રીબાતા પશુઓની લેજો નિત ભાળ,
સર્વ પ્રાણીના પ્રત્યે ધરો વહાલ. ૩
કરી પ્રભાવનાથી ધર્મને દીપાવો,
વિત્ત વાવરી માર્ગને મલ્હાવો;
"વીર" શીખ આ અંતરે જગાવો,
ફરી મળશે ન જોગ રૂડો આવો. ૪

# પર્યુષણ પર્વની આરાધના વિષે ગહુંલી ૪ થી.

(અમારામાં અવગુણ રે મારા ગુરૂજીમાં ગુણ ઘણા રે જી—એ રાગ.)

પર્વ પર્યુષણ રે આરાધો ઉમંગથી રેજી,
ફરી ફરી મળશે ન નર તન નાવ;
સદ્ગુરૂ સંગે રે શાસ્ત્ર શ્રવણ કરી રેજી,
સાર્થક કરો પુણ્યે મળેલ આ દાવ. પર્વ૦ ૧

મેલ કાઢી મનનો રે આતમ નિર્મલ કરો રેજી,
કંકાસ કષાયને કરી દૂર,
ઝેર વેર ત્યાગી રે ખટપટ કરી પરી રેજી,
સમતાથી ભરો આતમ ભરપૂર. પર્વ૦ ૨

સર્વ જીવોને રે ખમાવો ખરા ભાવથી રેજી,
મૈત્રી ભાવ ધરો સર્વ જીવ સાથ;
ખમાવ્યાની રીતી રે ઉદાઇ નૃપ પરે કરો રેજી,
તો જ રહેશે સમકિત રત્ન હાથ. પર્વ૦ ૩

શલ્ય કાઢી મનના રે પડિકમણા કરો રેજી,
દાનાદિક ભાવે કરો શુદ્ધ કામ;
વીર વર વાણી રે હૃદયમાં ધારતા રેજી,
"વીર" મુનિ વરશે તે શિવ ધામ. પર્વ૦ ૪

# પર્યુષણ માહાત્મ્ય વિષે ગહુંલી ૫ મી.

(હારે મારે ઠામ ધર્મના સાડા પચવીસ દેશ જો—એ રાગ.)

હારે મારે પર્વ પર્યુષણ સર્વ પર્વ શિરદાર જો,
તીર્થંકર ગણધર મુનિવર એમ ભણે રે લોલ;
હારે ભવ જીવો થાઓ ધર્મ કરણ ઉજમાલ જો;
ત્રિવિધ યોગે આરાધો પર્વ નિર્મલપણે રે લોલ. ૧

હારે કરો છઠ અઠમ ચાર ને પાંચના થોક જો,
વિવિધ તપથી આતમની વિશુદ્ધિ કરો રે લોલ;
હારે તજો ક્રોધ કષાયો થાશે મહા ચંડાલ જો;
સર્વથા નહિ તો આઠ દિવસ તમે પરિહરો રે લોલ. ૨
હારે કરો ભાવે વંદન ગુરુને એક સો આઠ જો,
સાધર્મી સેવાનો લાભ કહ્યો ઘણો રે લોલ;
હારે કરો પ્રભાવના ભલી જ્ઞાન ચરણ ઉપકરણ જો,
વીર ચરિત્ર નિસુણો નિત્ય શાસનપતિ તણો રે લોલ. ૩

હારે તજી લોભ લાલચ ને લઘુતા ધારી મન્ન જો,
વિત્ત વાવરો વિગતેથી મન મોકલે રે લોલ;
હારે દ્યો દાન અભય ષટ કાયતણા હિતકાર જો;
અજર અમર સુખ જેથી વેગે મળે રે લોલ. ૪
હારે કરો પૌષધ સંવર સામાયિક મન શુદ્ધ જો,
સર્વે જીવ સાથે કરો ખમત ખામણા રે લોલ;

હારે નવ રાખો વૈર વિરોધ કોઈની સાથ જો,
દુશ્મનને પણ ગણજો હેતુ આપણા રે લોલ. ૫
હારે ગુરુ દેવ ધર્મને આરાધો ત્રિકાળ જો,
વારંવાર ન મળશે નર ભવ ફરી ફરી રે લોલ;
વદે છે વીર મુનિ એમ આરાધી મહા પર્વ જો;
સાર્થક કરજો નર જન્મ ઉર સમતા વરી રે લોલ. ૬

---

## પર્યુષણ વિષે ગહુંલી ૬ ઠી.

(મારે સોના સમો રે સૂરજ ઉગીયો—એ રાગ.)

રૂડો પર્વ પર્યુષણ આવીયો, કરો ધર્મ સહુ નરનાર;
સર્વ પર્વમાં ઉત્તમ જાણીયે, એનો મહિમા શાસ્ત્રે અપાર. રૂ૦ ૧

આઠ દિવસ શાંતિમાં રહી, કરીયે પ્રતિક્રમણ દોય વાર;
પુણ્ય કાર્ય કીજે પ્રેમશું, એથી ઉતરીયે ભવપાર. રૂ૦ ૨

છઠ અઠમ તપસ્યા કીજીયે, પીજીયે આગમ રસ ખાસ;
કદિ કોની ઉપર નહિ ખીજીયે, દીજીયે દાન થઈ ઉલ્લાસ. રૂ૦ ૩

કલ્પસૂત્ર પવિત્ર જ સાંભળી, કરીએ આ જન્મ પવિત્ર;
વીરવાણી ઉતારો અંતરે, તરીયે ભવસિંધુ ખચિત. રૂ૦ ૪

દયા દાનને તપ જપ વ્રત ઘણા, ખુશી થઈને કરો સહુ ખાસ;
એથી શાસન શોભા પ્રગટશે, થશે જગતમાં સારો પ્રકાશ. રૂ૦ ૫

સંવત્સરી પડિક્કમણુ કરી, મળી સંઘ સકળની સાથ;
ખામો ખમાવો મન વચ કાયથી, સહુ સાથ જોડી બે હાથ. રૂ૦ ૬
એમ પર્યુષણ પર્વ આવતાં, કરો ધર્મ ક્રિયા સુખકાર;
વીર મુનિ જન્મો જન્મના, થાયે કર્મ સર્વ સંહાર. રૂ૦ ૭

---

## પર્યુષણ વિષે ગહુંલી ૭ મી.

(એક દિન પુંડરિક ગણધરૂ—એ રાગ.)

પર્વ પર્યુષણ આવીયો રે લાલ, કીજે ધર્મ પવિત્ર; સખી મોરી
સર્વ પર્વમાં શ્રેષ્ઠ છે રે લાલ, આરાધો રાખી ચિત્ત,
સખી૦ પર્વ૦ ॥ ૧ ॥
દેવ ગુરુને સેવો સદા રે લાલ, આણી ભાવ સુજાણ; સખી
શાસ્ત્ર વિધિથી કીજીયે રે લાલ, વ્રત અને પચ્ચખાણ
સખી૦ પર્વ૦ ॥ ૨ ॥
શુભ ક્ષેત્રે દ્રવ્ય વાવરો લાલ, થાશે પુણ્ય અમાપ; સખી
દાન સુપાત્રે દીજીયે રે લાલ, નષ્ટ થશે બહુ પાપ
સખી૦ પર્વ૦ ॥ ૩ ॥
શીલ સુભૂષણ ધારીયે રે લાલ, કરીયે દૂર કષાય; સખી
વીર વાણી રસ પીજીયે રે લાલ, ભવોભવના દુઃખ જાય
સખી૦ પર્વ૦ ॥ ૪ ॥
છઠ્ઠ અઠ્ઠમ તપ આદરો રે લાલ, નાગકેતુ સમ ભાવ; સખી

કેવળ કમળા સંપજે રે લાલ, પર્વ છે સુંદર નાવ;
સખો૦ પર્વ૦ ॥ ૫ ॥

કલ્પ સૂત્રને સાંભળો રે લાલ, પૂર્ણ વિધિથી સર્વ; સખી૦
પૌષધ પડિક્કમણા કરો રે લાલ, તજીને અંતર ગર્વ;
સખી૦ પર્વ૦ ॥ ૬ ॥

વાર્ષિક પડિક્કમણું કરી રે લાલ, ખમાવિયે વારંવાર; સખી૦
જીવ સકળ સંસારના રે લાલ, ધરો મૈત્રી ભાવ અપાર.
સખી૦ પર્વ૦ ॥ ૭ ॥

દયા ધર્મને સાચવો રે લાલ, સહીયર જે સુખકાર; સખી૦
નિજ પરને નહિ દૂભવો રે લાલ, એ છે આગમ સાર;
સખી૦ પર્વ૦ ॥ ૮ ॥

ઇત્યાદિક શુભ પર્વમાં રે લાલ, કરીયે કૃત્ય ઉદાર; સખી૦
હીરાલાલ કહે રંગથી રે લાલ, કરીયે જય જયકાર.
સખી૦ પર્વ૦ ॥ ૯ ॥



# શીલ વ્રત પ્રકરણ ॥ ૮ ॥

## શીલ વ્રત લેતી વખતે ગાવાની ગહુંલી ૧ લી.

( જનકસુતા હું નામ ધરાવું—એ રાગ. )

એ વ્રત જગમાં દીવો મેરે પ્યારે, એ વ્રત૦ એ ટેક.

પરમાતમને વિધિયે વંદી, ગુરૂ આગળ વ્રત લીજે;
અતિચાર સહુ દૂર કરીને, પરદારા દૂર કીજે. મે૦ એ૦ ૧
નિજ નારી સંતોષી શ્રાવક, અણુવ્રત ચોથું પાળે;
દેવ તિર્યંચ નરનારી નજરે, રૂપરંગ નવ ભાળે. મે૦ એ૦ ૨
વ્રતની પીડા કામની ક્રીડા, દુર્ગંધા જે બાળી;
નાસા વિણુ નારી પણ રાગે, પંચાસકમાં ટાળી. મે૦ એ૦ ૩
વિધવા નારી બાળ કુંવારી, વેશ્યા પણ વરજાતી;
રંગે રાતી દુર્બલ છાતી, નર મારણ એ કાતી. મે૦ એ૦ ૪
પરનારી હેતે શ્રાવકને, નવ વાડો નિર્ધારી;
નારાયણ ચેડા મહારાજે, કન્યા દાન નિવારી. મે૦ એ૦ ૫
ભરત રાયને રાજ ભળાવી, રામ. વસ્યા વનવાસે;
ખર ખેચર નારી સવિકારી, દેખી ન પડયા પાસે. મે૦ એ૦ ૬
દશ શિર રાવણ રણમાં રોળ્યા, સીતા સતીમાં મોટી;
સર્વ થકી જો બ્રહ્મવ્રત પાળે, નાવે દાન હેમ કોટી. મે૦ એ૦ ૭
વૈતરણીની વેદના માંહિ, વ્રત ભાંગે તે પેસે;
વિરતિને પરિણામ કરીને, ઇંદ્રસભામાં બેસે. મે૦ એ૦ ૮

મદિરા માંસથી વેદ પુરાણે, પાપ ઘણું પરહારા;
વિષ કન્યા રંડા પણુ અંધા, વ્રત ભંજક અવતારા. મે૦ એ૦ ૯
વ્રત સંભાળે, પાપ પખાળે, સુર તરૂ વંચ્છિત સાધે;
કલ્પ તરૂ ફળદાયક એ વ્રત, જગ જસ કીર્તિ વાધે. મે૦ એ૦ ૧૦
દશમે અંગે બત્રીસ ઉપમાં, શીલ વ્રત જે પાળે;
નાથ નિહાળી શરણે આવ્યો, નેહ નજર તુમ ભાળે. મે૦ એ૦ ૧૧
હાથી મુખસે દાણો નિકશે, કીડી કુટુંબ સબ ખાવે;
શ્રી શુભવીર જિનેશ્વર સાહેબ, શોભા અમર પદ પાવે. મે૦એ૦૧૨

---

## ચોથું વ્રત લેતી વખતે ગાવાની ગહુંલી ૨ જી.

( રાગ પીલું. )

આનંદ મંગળ આજનું ટાણું, ચોથું વ્રત પ્રીતેથી
લેવાણું. આ૦ એ ટેક. ॥ ૧ ॥
એ વ્રત સમ કોઇ વ્રત ન તોલે, આગમમાં જ્ઞાની એમ
બોલે. આ૦ ॥ ૨ ॥
એ વ્રત પાળતા કઇ નરનારી, સદ્દગતિ પામ્યા આતમ
તારી. આ૦ ॥ ૩ ॥
ભવ લવ કરવા પાપને હરવા, શીળ પાળો ભવજળને
તરવા. આ૦ ॥ ૪ ॥
ધન્ય ધન્ય જંબૂસ્વામી સૌભાગી, તરૂણીયો તરૂણ વયે જેણે
ત્યાગી. આ૦ ॥ ૫ ॥

વિજય કુમર ને વિજયા કુમારી, રાખ્યો શીલ જીવિત લગી
સમરી. આ૦ ॥ ૬ ॥
સ્થૂલિભદ્ર વેશ્યાને વાસે, ઉત્કૃષ્ટો શીલ પાળ્યો
ઉલ્લાસે. આ૦ ॥ ૭ ॥
અઈમુત્તો મુનિ ગજ સુકુમાળ, વંદુ અંજલી જોડી
બાળ. આ૦ ॥ ૮ ॥
ધન્યકૃતપુણ્ય એવા જન જગમાં, અહોનિશ સમરો
નામ એ મનમાં. આ૦ ॥ ૯ ॥
શીલ વિના ફોગટ ગુણ આમો, અંક વિના જેમ મીંડું
નકામું. આ૦ ॥ ૧૦ ॥
કીકિ વિના જેમ નેત્ર નકામાં, શીલ વિના તેમ નર ને
વામા. આ૦ ॥ ૧૧ ॥
લુણ વિનાનું જેવું અન્ન, શીલ વિના તેમ ભવ આ
અધન્ન. આ૦ ॥ ૧૨ ॥
નરનારી આ સુણી ઉપદેશ, શીલ ઉપર રાખો પ્રીતિ
વિશેષ. આ૦ ॥ ૧૩ ॥
લુંણી ગ્રામે ત્રિહુંતેર સાલે, ચોમાસું રહી કહી ઉજમાળે
આ૦ ॥ ૧૪ ॥
નાગ મુનિ કહે સુણો ભવિ પ્રાણી, આ ઉત્તમ આગમની
વાણી. આ૦ ॥ ૧૫ ॥

---

# શીયલ વિષે ગાવાની ગહુંલી ૩ જી.

(રૂપીઆની શોભા હું શી કહું—એ રાગ.)

બાલ બ્રહ્મચારી પ્રભુ નેમજી, બાવીસમો જિન ભાણુ;
પ્રણુમી પદ યુગ તેહના, વરણુવું શિયળ વખાણુ;
શિયલની શોભા હું શી કહું, વ્રતની શોભા હું શી કહું. એ ટેક. ૧
ગણુધર ગણી મુનિ સાધવી, સંખ્યા પચાશ હજાર;
સમવસરણુમાં રે વીરજી, ભાખે શિયલ વિસ્તાર;
ચઉવિહ સંઘ હિતકાર. શિ૦ ૨
સિંહ પરે જે વ્રત આદરે, પાલે સિંહ પરે તે ધન્ય;
શિયલ રથ બેઠા રે જે ફરે, ધન્ય યશ ધન્ય કૃત પુન્ય. શિ૦ ૩
ઉત્તરાધ્યયનમાં ઉપદેશે, જિનપતિ ત્રિભોવન રાય;
એ વ્રત સમુદ્ર ગંભીર છે, એમાં ચારે સમાય;
એમાં બારે સમાય. શિ૦ ૪
એહને સમુદ્રની ઉપમાં, ચારે નદીઓ સમાન;
બારે નદીઓ સમાન;
વળી દસ ઉપમા રે એહને, ઉત્તરાધ્યયને વખાણુ. શિ૦ ૫
એક છતે છત પાંચની, એક નહિં નહિં પાંચ;
નહિં અણુવ્રત નહિં મહાવ્રત, ફોગટ નામ પ્રપંચ. શિ૦ ૬
વ્રતધર તેહના નામને, ધન્ય કુલ ધન્ય તસ્સ વંશ;
ધન્ય તસ્સ માય તાતને, તે તસ્સ કુલ અવતંશ. શિ૦ ૭
લીધા વ્રત જેણે ખંડીયા, તે તસ્સ કુલમાં અંગાર;
પ્રવચન આણાનો પાપીયો, ચઉગતિ ભમસે સંસાર. શિ૦ ૮

લીધા વ્રત નવિ ખંડિયા, ધન્ય ધન્ય તેહના અવતાર;
સાચા ઝવેરી રે શિયલના, શ્રાવકને અણગાર. શિ૦ ૯
લીધા વ્રત નવિ ખંડિયા, મહાસતી સાધવી કહાય;
સાધવી ને વળી શ્રાવિકા, પ્રવચન માંહિ ગવાય;
ભગવતી માંહિ ગવાય. શિ૦ ૧

લીધા વ્રત નવિ ખંડિયા, સાખી આતમ રાય;
બીજા સાખી રે કેવળી, ભાંખે સુજશ સવાય. શિ૦ ૧
લીધા વ્રત નવ ખંડિયા, આપદ સંકટ માંય;
પડહ તેહના નામનો, વાજે ત્રિભોવન માંય. શિ૦ ૧
શિયલે સર્પ ન આભડે, હોવે કુસુમની માળ;
જળમાં થલ થઇ પરણમે, વિઘન હોએ વિસરાલ. શિ૦ ૧
શૂળી સિંહાસન નિપજે, દુર્જન સજ્જન થાય;
સિદ્ધિ રસાયણ નિપજે, સેવે સુર નર પાય. શિ૦ ૧
ધન્ય ધન્ય અભય કુમારને, ઢુંઢણ મેઘ કુમાર;
ધન્ય ધન્ય શિયલ સનાહને, ધન વળી વહેલ કુમાર. શિ૦ ૧
શેઠ સુદર્શનને કર્યું, શૂળી સિંહાસન દેવ;
દુ:ખિયા જનને સુખીયા કરે, જો ધરે શિયલની ટેવ. શિ૦ ૧
ચંદનબાળા મૃગાવતી, દીધા નિર્મલ જ્ઞાન;
ચેડા નૃપની સાતે સતી, પુત્રી શિયલ નિધાન. શિ. ૧
સીતા કુંતા ને દ્રૌપદી, સુલસા દમયંતી નાર;
સતીય સુભદ્રાજી મહાસતી, કીધા અલ્પ સંસાર. શિ. ૧

એણી પરે વીર મહાવીરજી, શિખામણ કહી એહ;
વ્રતધર ચઉવિહ સંઘને, વરસ્યા અમૃત મેહ. શિ૦ ૧૯
ગુર્જર દેશે વડોદરા, વ્રતધર સંઘને કાજ;
શિયલની શોભા મેં વર્ણવી, એ વ્રત ગુણનીધી પાજ. શિ૦ ૨૦
સંવત અઢાર એકાણુંએ, કીધા શિયલ વખાણ;
દીપવિજય કવિરાયને, સંઘને કોડી રે કલ્યાણ. શિ૦ ૨૧

---

## શિયલ વિષે ગાવાની ગહુંલી ૪ થી.

(પુનમની ચાંદનીનો—રાગ.)

શીલ રતન જતને બેની રાખીયે રે,
ફરી ફરી નહિં મળે આ અવતાર,
શીલ સુધારસ ભાવે કરી ચાખીયે રે,
જેથી લહિએ બેની ભવ જલ પાર; શી૦ એ ટેક.
(સાખી) બાલપણાથી પાળિયે, શીલ ધર્મ સુખકાર;
અવર ભૂષણ છે કારમાં, સાચો શીલ શણગાર;
શીલ ચુંદડી પહેર્યાથી રૂડા શોભીયે રે,
સાસર પિયરમાં શોભાવન હાર. શી૦ ૧
(સાખી) બ્રાહ્મી સુંદરી મહાસતી, રાજિમતિ વરનાર;
સીતા કુંતા દ્રૌપદી, સુભદ્રા સુલસા સાર;
ચંદનબાળા ચૂલ્લા દમયંતિ મૃગાવતી રે;
શીવા પદમાવતી આદે થઇ અપાર. શી૦ ૨

(સાખી) કષ્ટ સહી ખલ જન તણા, પાળ્યો શીલ નિશંક;
કીર્તિ લહી જગ ઉજલી, ટાળી નિજ કલંક;
પ્રહ ઉગ્યે ગાય ધર્મી નરો પ્રેમથી રે,
જેના નામે થાય સદા જયકાર. શી૦ ૩

(સાખી) ઝેર અમૃત થઇ પરણમે, નાગ હોવે ફુલમાળ;
અગ્નિ પાણી સમ હુવે, વાઘ હુવે મૃગ બાળ;
શીલે સંકટ ટળે ને મળે સંપદા રે,
સુર અસુર નૃપાદિ ધરે પ્યાર. શી૦ ૪

(સાખી) ધર્મ સ્થાન ને ઘર તજી, નવ જઇએ અન્ય દ્વાર;
સંગત રૂડા નર તણી, કરતાં વાધે સુવિચાર;
સામાયિક પોષા પડિકમણા બેની કરો રે;
તજી પ્રમાદ વિકથા વળી ચાર. શી૦ ૫

(સાખી) નાણ દર્શણ ચારિત્રથી, ધરીએ પ્રીતિ અપાર,
તપ તપી નવ વાડથી, પાળો શીલ આચાર,
વીર મુનિ કહે શિયલ પ્રભાવથી રે,
નર નારી ઘણા પામ્યા શિવ દ્વાર. શી૦ ૬

---

## શિયલ વિષે ગાવાની ગહુંલી ૫ મી.

( સારૂં સારૂં રે સુરત શહેર—એ રાગ. )

સૈયર સુખકર આ રે સંસાર, શિયલ ભૂષણ સજીયે;
એ વિણુ નિગુણા નર નાર, તન મનથી તજીયે. શિ૦ ૧
અવર અખંડિત અંગ અનૂપમ, નહિં મળે એક નાક રે;
શિયલ વિના એવા સદ્‌ગુણ સૌ, જેમ સોમલ સંપાક. શિ૦ ૨

વ્યભિચારી ને સહુ સંસારી, દે અધિક ધિ:કાર રે;
પર પોળે પકડાતા પડિઆ, મોટા જનને માર. શિ૦ ૩
જાર કર્મથી જેહ જગતમાં, કરે કલંકિત કુળ રે;
એના ભણુતરમાં અંગારા ઉઠયા, ધર્મ કર્મમાં ધૂળ. શિ૦ ૪
વૈર વિરોધ વધે વ્યભિચારે, નિશ્ચય ધનનો નાશ રે;
શિવ સુત કેશવ શિયલવંતના, દેવ સરિખા દાસ. શિ૦ ૫

---

# જૈનશાળા પ્રકરણ ॥ ૯ ॥

---

## જૈનશાળામાં જતાં બાલાઓને ગાવાની ગહુંલી ૧ લી

(ઇંદ્રાસણથી ગરબો આવ્યો, ઇંદ્રાણીએ મોકલાવ્યો જી રે—એ રાગ.)

ચાલો સઇયરો હર્ષ ધરીને, જૈનશાળામાં જઇએ જી રે;
જિન ગુણ ગાઇએ પરમ હર્ષ પાઇએ, સંપ સંપીને રહીએ જી રે.
ચાલો૦ ॥ ૧ ॥
અવગુણ ખામી પંચ અંગ નામી, ગુણવંત ગુરૂને નમીયે જી રે;
શીક્ષક પાસે મન ઉલ્હાસે, જ્ઞાન અભ્યાસે રમીએ જી રે.
ચાલો૦ ॥ ૨ ॥
અવગુણ કોઇના મરમ ન બોલો, પરભવ દુઃખથી ડરીએ જી રે;
ઘર ને ધર્મના સ્થાનક મેલી, ઘર ઘરમાં નહિ ફરીએ જી રે.
ચાલો૦ ॥ ૩ ॥

ગુરૂ ગોરાણી ને માતપિતાની, આણા લોપ ન કરીએ જી રે;
બોધ ધર્મનો મર્મજ લઇને, નિતનિત સદ્‌ગુણ વરીએ જી રે.
ચાલો૦ ॥ ૪ ॥
ઉમેદચંદ્રજી પ્રભુ અંતરમાં, રમણ રમે દિલ રીઝે જી રે;
અમરાપરમાં ગરવા નવ વર, કેલ કરે રંગ ભીંજે જી રે.
ચાલો૦ ॥ ૫ ॥

---

## જૈનશાળામાં આવવાના આમંત્રણ વિષેની ગહુંલી ૨ જી

( બોલ માં બોલ માં બોલ માં રે—એ રાગ. )

આવજો આવજો આવજો રે, જૈનશાળામાં ભણવાને આવજો. એ ટેક.
શાળામાં આવીને શિક્ષક આગળ, નમ્ર થઇ શિરને નમાવજો રે,
જૈન૦ ॥ ૧ ॥
આપેલ પાઠને પાકા કરીને, બુદ્ધિ તમારી બતાવજો રે,
જૈન૦ ॥ ૨ ॥
સદ્‌વિદ્યાના સ્વાદિષ્ટ ભોજન, ખાંતે બુદ્ધિને ખવરાવજો રે,
જૈન૦ ॥ ૩ ॥
પોતે પોતાના ધર્મોને પાળવા, અકલને ખુબ અજમાવજો રે,
જૈન૦ ॥ ૪ ॥
વિદ્યા ભણ્યાના લાભોને વર્ણવી, બીજી બ્હેનોને બોલાવજો રે,
જૈન૦ ॥ ૫ ॥

સદ્‌ગુણના શણગાર સજીને, ડાહ્યા થઈ કુળને દિપાવજો રે
જૈન૦ ॥ ૬ ॥
સંતના શિષ્યની સર્વે શિખામણ, સમજી બીજાને સમજાવજો રે
જૈન૦ ॥ ૭ ॥

---

## પરીક્ષા લીધા પછી બાલાઓને ગાવાની ગહુંલી ૩ જી

( ધોળ—પધારો પીયર ભણી—એ રાગ. )

આનંદ ઉભરાય છે, એ ટેક. આજે પરીક્ષા લેવાને પધારીયા,
લઇ તસ્દીને કીધો તપાસ, આવી અમ પાસ; આ૦ ૧
યોગ્ય સુચવ્યું અમને સુધારવા, ભલામણ કીધી ભલી ભાત;
વિવેકની વાત. આનંદ૦ । ૨ ।
આપી સદ્‌બોધ સરસ સુણાવીયું, વિદ્યા પ્રત્યે વધાર્યો ઉમંગ;
આવી આ પ્રસંગ. આનંદ૦ । ૩ ।
કરી કદર અમારા અભ્યાસની, ઉત્તેજન માટે આપ્યા ઈનામ;
તપાસી તમામ. આનંદ૦ । ૪ ।
બહુ ભણવાના લાભ બતાવીયા, આપે આવી કર્યો ઉપકાર;
બતાવીને પ્યાર. આનંદ૦ । ૫ ।
આપ વિદ્યા વિલાસી વિદ્વાન છો, વળી અંતરના છો ઉદાર;
સફળ અવતાર. આનંદ૦ । ૬ ।
પૃથ્વી માંહે પરમારથી પાકજો, સંત શિષ્યની એ અરદાસ;
પ્રભુ તણી પાસ. આનંદ૦ । ૭ ।

---

## સદ્‌ગૃહસ્થોના સત્કાર આપવા વિષેની ગહુંલી ૪ થી.

( આવો આવો આમ, બાલકો તમામ—એ રાગ. )

સજ્જન ગૃહસ્થ ! સૌ, પધારીયા તમો, ખરી ખુશીથી આજ;
માન આપીએ અમો. એ ટેક.
માન પાનમાં પ્રથમ આપીયે, પ્રેમ વચન ફુલહાર;
જે ફુલો કરમાય કદિ નહિ, પરિમલ પરમ અપાર. સ૦ ૧
અંતર ભાવ તણો ભભકો તે, અત્તર કરતા બેશ;
વસ્તુ સુગંધી એના સરખી, અન્ય ન હોએ લેશ. સ૦ ૨
મધુર વચન આદર રુપી, આપીને ઈન્સાફ;
રજા લઈએ છીએ છેલી તસ્દી, માટે કરજો માફ. સ૦ ૩
આ વખતે જેમ અહિં પધારી, શોભાવ્યું આ સ્થાન;
અન્ય વખત પણ એ જ પ્રમાણે, દેજો દર્શન દાન. સ૦ ૪

---

# દિવાલી પ્રકરણ ॥ ૧૦ ॥

## દિવાલી પર્વમાં ગાવાની ગહુંલી ૧ લી.

### बार भावनात्मक भावदिवाली

( પુનમ ચાંદનીનો રાગ. )

ભવિ ભાવના ભાવીને ભવ ભય હરો રે, ઉત્તમ દીવાલી
પર્વ આવ્યો આજ, ભવિ૦ એ ટેક

### ૧ અનિત્ય ભાવના.

(સાખી) સુખસંપતિ ને સાહેબી, ધન ધાન્ય અરૂ ધામ;
છે ક્ષણભંગુર કારમાં, વન વાડી આરામ.
એમ સુચવે અનિત્યતા સર્વે તણી રે; દીપ શિખા વાયુ
કંપી વારંવાર. ભવિ૦ ૧

### ૨ અશરણ ભાવના.

(સાખી) ફટાકિયો ફુટી જતાં, નહિં લાગે જેમ વાર;
તેમ એક પળમાં છુટશે, સકળ સંબંધ વ્યવહાર.
શરણ મરણ વેળાએ કોઈ નહિ થશે રે, એક રાખો જૈન
ધર્મનો આધાર; ભવિ૦ ૨

### ૩ સંસાર ભાવના.

(સાખી) વ્યાપારી વહિવટ કરી, સરવૈયું કરે આજ;
ભવનો મેળ તપાસીને, આપ કર્મનું વ્યાજ.
કાળ અનંતો કર્મના વશે થઈ રે, ભમ્યો ભવજળ
પામ્યો નહિ પાર. ભવિ૦ ૩

### ૪ એકત્વ ભાવના.

(સાખી) જેમ બંદુકથી છુટતાં, ગોળો એકલો જાય;
તેમ અંતે આ જીવને, જવું ખરે બિન સહાય.
ભવોભવમાં તેં અનંત સંબંધ કર્યા રે, પણ થયો નહિ
તારો કો સંઘાત. ભવિ૦ ૪

### ૫ અન્યત્ર ભાવના.

(સાખી) ભાઈ ભગિની ને ભામની, માત તાત પરિવાર,
નહિ તારા તું એહનો, મતલબના સૌ યાર;
એમ જુદા થાતાં ભાગીદારો સૂચવે રે, ખરૂં અન્યત્વ
ભાવનાનું સ્વરૂપ. ભવિ૦ ૫

### ૬ અશુચી ભાવના.

(સાખી) ક્ષણુમાં જેના સંગથી, ઉત્તમ વિણસી જાય,
સ્નાન વસ્ત્ર ધરેણે કરી, તેની શુદ્ધિ નવ થાય;
મમતા અશુચી ભાજનમાં મત ધરો રે, અંતર દુર્ગુણ
ટાળ્યે આત્મશુદ્ધિ થાય. ભવિ૦ ૬

### ૭ આશ્રવ ભાવના.

(સાખી) ભોજન નવનવા કરી, જમે સુખીયા શેઠ,
રોગે પીડયો ભિક્ષુજન, કરે પેટની વેઠ;
એવા આશ્રવના અધમ ફલ જાણી કરી રે, તપે રોકો
આશ્રવ બેંતાલીસ ભેદ. ભવિ૦ ૭

### ૮ સંવર ભાવના.

(સાખી) વીર પ્રભુ શાસન ધણી, પામ્યા પદ નિર્વાણુ,
અતિ મંગલ દિન આજનો, કરો નિયમ પચ્ચખાણુ;
સંવર સતાવન ભેદે ભવિ જાણુજો રે, જાણી પાળો શાણા
સંવર શુદ્ધ સ્વરૂપ. ભવિ૦ ૮

૯ નિર્જરા ભાવના.

(સાખી) બળતા દીવે તેલ જેમ, ક્ષણુ ક્ષણુ ઘટતું જાય,
તેમ તપસ્યા યોગથી, આત્મ હળવો થાય;
શુભ લેશ્યા શુભ પરિણામે, ચડિયો થકો રે, સર્વ કર્મ
મુક્ત થયે મોક્ષ જાય. ભવિ૦ ૯

૧૦ લોક ભાવના.

(સાખી) સરાવલાના યોગથી, લોક સ્વરૂપ નિર્ધાર,
જોજન અસંખ્યાતનો, પામે નહિ કોઇ પાર;
એમાં સરશવ માત્ર શૂન્ય સ્થાન રહ્યું નહિ રે, જેમાં વેડયો
નહિ જન્મ મરણુ જંજાળ. ભવિ૦ ૧૦

૧૧ બોધ ભાવના.

(સાખી) ભૂપતિ દેશ અઢારના, સુણ્યો બોધ પ્રભુ પાસ,
તે દિન ઉજવલ આવિયો, કરો અજ્ઞાન વિનાશ;
સદ્ગુરૂ બોધ સુધારસ સ્વાદ કહિ મળ્યો નહિ રે, સ્વાદ
ચાખે યમને જીતી અમર હોય. ભવિ૦ ૧૧

૧૨ ધર્મ ભાવના.

(સાખી) સોળ પહોરની દેશના, ભાંખ્યો ધર્મ સ્વરૂપ,
છોડી આળ પંપાળને, આરાધો અનુરૂપ;
દુર્ગતિ જાતાં ઝાલી રોકી તમને રાખશે રે, તે તો ધર્મ
વિના તું બીજો નહિ કો જાણુ. ભવિ૦ ૧૨

(સાખી) બાર ભાવના ભાવવા, મળી સામગ્રી આજ,
ભાવો ભાવ દિવાળીનો, કરવા આતમ કાજ;

જ્ઞાન દીવે કરી આત્મને અજવાળજો રે, દયા ક્ષમારૂપી
હાંડી ઝુમર સાથ. ભવિ૦ ૧૩
(સાખી) ઓગણીસે ખટ શશિ શાલમાં, આસો માસ ઉદાર,
પર્વ દિવાલી શોભતું, વરતે મંગલ કાર;
ગાવે બેડાઇમાં વીર મુનિ સંગે રહી રે,
રત્નચંદ્રજી ભાંખી પર ઉપકાર. ભવિ૦ ૧૪

---

## ભાવ દીવાલી ગહુંલી ૨ જી.

( રાગ—પીલુ )

ભાવ ધરીને ધર્મ કરો નિત્ય,
દીવાલી પર્વ આવ્યો છે ઉચ્છાહી. ભા૦ એ ટેક.
રાય સિદ્ધાર્થ નંદન આવ્યા,
ઉદ્ધાર કરવા પાવાપુર માંહિ. ભા૦ ૧
હસ્તિપાલ રાજા અરજ ઉચ્ચારે.
વિનતી સ્વિકારો ચોમાસાની આંહિ ભા૦ ૨
માની વિનતિ પ્રભુ રહ્યા ચોમાસું,
સદ્બોધ કરવા પ્રાણીને ત્યાંહિ. ભા૦ ૩
દેશ અઢારેના રાય સુણીને,
પ્રભુ દર્શને આવ્યા છે ઉમાહિ. ભા૦ ૪
લશ્કર દેખી ગોધણુ નાઠું,
ધણુતેરસ તિથી તેથી કહાઈ. ભા૦ ૫

નર સુર વૃંદે નભ છવાયો,
કાળી ચઉદ્દસ તે દિનથી ગવાઇ. ભા૦ ૬
ઠામ ઠામ દેવી દેવ પ્રભુતાઇ,
વિસ્તર્યાંથી દીવાલી શાસ્ત્રે લખાઇ. ભા૦ ૭
સોળ પહોર લગી દેશના આપી,
અંતે નિશ્ચલ ધ્યાન લગાઇ. ભા૦ ૮
આશો અમાવાસ્યા પાછલી રાતે,
મોક્ષ સિધાવ્યા શ્રીવીર જિનરાઇ. ભા૦ ૯
નિર્વાણ મહોત્સવ સુર નર કરીને,
ગયા સૌ નિજ ઠામે મોં વિલખાઇ. ભા૦ ૧૦
માટે તે દિવસે ભાવ દીવાલી,
કરતાં હોવે નિત્ય મંગલ ભાઇ. ભા૦ ૧૧
મન સ્વચ્છ રૂપિ વસ્ત્ર પહેરી,
શીલ શણુગારથી તન સોભાઇ. ભા૦ ૧૨
જિન માર્ગ રૂપ દેશમાં વિચરો,
જ્ઞાન અમૃત રૂપ ભોજન ખાઇ. ભા૦ ૧૩
સમકિત દીવો કરમાં ધરીને,
અજ્ઞાન તિમીર મુકો દૂર ઉડાઇ. ભા૦ ૧૪
લેશ માત્ર એ ભાવ દીવાલી,
ગાઇ સંઘ હેતે દ્રઢ મન ઠાઇ. ભા૦ ૧૫
કચ્છ અંજારે વીર ગુલાબે,
દીવાલી જોડી પીલુ રાગ માંહિ. ભા૦ ૧૬

# પરચુરણ પ્રકરણ ॥ ૧૧ ॥

## મહાવીરના જન્મ વંચાયા બાદ પાલણું ગાવાની ગહુંલી ૧ લી.

[ પોથીઓ સવા લાખ સોનાની, હીરાની ઘુઘરી રે—એ રાગ. ]

પાલણું સાવ રે સોનાનું સુંદર શોભતું રે,
પાલણે પોઢ્યા ત્રણ જગ કેરા રાય રે;
પાલણે ઝુલે વીરજી રે, એ ટેક.
પાલણે હીરાની ઘુઘરીયું મણિના ઝુમખા રે,
રૂડી મખમલની ગોદડી બિછાય રે, પા૦ ૧
હીરે જડેલ કડામાં સાંકલું બાંધિયું રે,
સાંકલે સોનાની કડિયું ઝગમગ થાય રે, પા૦
કડિયું ચાલે ને નવનવા રાગ નિકલે રે,
જાણે પરિયો બેઠી ગીત ગાય રે, પા૦ ૨
પાલણું માણેક મોતી ને રતને ઓપતું રે,
ફરતી વેલો લીલમની મનુહાર રે, પા૦
ફુલની માળાઓ લટકે પાંચે રંગની રે,
ફુલ કમલનો પરિમલ અપાર રે, પા૦ ૩
ભૂતલ સ્ફાટિક રતને જડિયું શોભતું રે,
કર્યા ધૂપ ને અત્તર છંટકાવ રે, પા૦

રંગ રંગીલા ગાલિચા જાજમ ઉપરે રે,
તે પર પાલણું ગોઠવ્યું ચિત્ત ચાવ રે, પા૦ ૪
પાલણું દેવદુષ્ય વસ્ત્રે આછાદિયું રે,
રેશમ દોરી બાંધિ ગુંથેલી સાર રે, પા૦
પારણે અપ્સરા પરિઓની પુતળીયું રે,
જાણે સ્હામું જોતી દેતી આવકાર રે, પા૦ ૫
માથે ચાંદની ચંદ્રવો રૂડો બાંધિયો રે,
તેમાં પ્રાણીના ચિત્રોનો નહિં પાર રે, પા૦
બાજુ ચિતર્યા ફળ ફુલ વેલ ઝાડવાં રે,
નિરખી નિરખી હરખે નર નાર રે. પા૦ ૬
પાલણે પોઢયો વીર રવિ પૂનમ ચંદલો રે,
ભાળથી પ્રગટે છે તેજનો અંબાર રે. પા૦
જોવા આવે નર સુરાસુર દેવતા રે,
થાય આનંદિત જોઈ પ્રભુ દેદાર રે. પા૦ ૭
પાલણું કોણ રે લાવ્યું ને કોણે બાંધીયું રે,
કોણ સુહાગણ ઝુલાવણ હાર રે. પા૦
પાલણું ઇંદ્ર લાવ્યા ને ઇંદ્રાણી બાંધીયું રે,
માતા ત્રિશલાજી ઝુલાવનહાર રે. પા૦ ૮
પાલણા પાસે ઇંદ્ર ઉભા કર જોડીને રે,
હરખે ઇંદ્રાણિઓ હાલરડાં ગાય રે, પા૦
પાલણાની ચોકી કરે કોટિ સુર ખંતથી રે,
પાલણું બાંધ્યું સિદ્ધાર્થ મહેલમાંય રે, પા૦ ૯

વીર પ્રભુનું પાલણું ગાય ને સાંભળે રે,
તેનાં પાપો તરત ટળી જાય રે, પા૦
વીર મુનિએ વર્ણવ્યું વીરનું પાલણું રે,
શ્રી ગુલાબ સંઘાતે સુખદાય રે. પા૦ ૧૦

---

## સંઘને સામા જતાં ગાવાની ગહુંલી ૨ જી.

[ મારે સોના સરીખો સૂરજ ઉગીયો—એ રાગ. ]

જી રે જિનવર શાસને શોભતો, જી રે સંઘ સકળ સુખ ખાણ;
સંઘ આવ્યો છે ચાલો જઇએ સામૈયે, એ ટેક.
જી રે જેનો મહિમા જગોજગ ગાજતો, જી રે પાળે જિનજીની
આણ. સં૦ ॥ ૧ ॥
જી રે શણગાર્યા રૂડા સાંબેલા, જી રે ફરકતા નેજા નિશાન; સં૦
જી રે ઢોલ ને નોબતુ ગડગડે, જી રે વાજે શરણાઈ સુંદર
તાન. સં૦ ॥ ૨ ॥
જી રે મૃદંગ ઝલ્લરીના નાદથી, જીરે શ્રી સંઘને સામા જાય. સં૦
જી રે આજે પુરવાસી ઉલસંતા, જી રે મનમાં હરખ ન માય,
સં૦ ॥ ૩ ॥
જી રે સાજન માજન મળી ઘણા, જીરે સંચર્યા શેઠ શાહુકાર. સં૦
જી રે આનંદ ઉમંગથી ચાલતાં, જી રે કરે આડંબર અપાર;
સં૦ ॥ ૪ ॥
જી રે સોહાગણ સજી શણગારને, જી રે લઇ કળશ શ્રીફળ
સાથ. સં૦

જી રે કેશર તણા કરી છાંટણા, જી રે રૂપાની કંકાવટી હાથ.
સં૦ ॥ ૫ ॥
જી રે સખીઓ ગાએ રૂડા ગીતડાં, જી રે પહેરી નવા સુંદર
ઘાટ; સં૦
જી રે ગજગતિ પરે ચાલે હિંડતા, જી રે લીધી છે ધર્મની વાટ.
સં૦ ॥ ૬ ॥
જી રે ભાગ્ય ભલા અમ જાગીઆ, જી રે દૂધડે વરસ્યા મેહ, સં૦
જી રે આજે ઓચ્છવ વધામણા, જી રે વિકસી પૂર્વ પુણ્યની
રેહ. સં૦ ॥ ૭ ॥
જી રે કલ્પવૃક્ષ ફળીઓ આંગણે, જી રે હાથ ચડયો સુરમણિ
આજ; સં૦
જી રે કામગવી સમ શ્રીસંઘ છે, જી રે ભેટતા સિદ્ધા સવિ
કાજ. સં૦ ॥ ૮ ॥
જી રે જિનવર વીરે પ્રકાશિયો, જી રે સંઘ તેહ તીરથ સાર; સં૦
જી રે ધર્મનો થંભ તે સંઘ છે, જી રે જિન શાસન શણગાર.
સં૦ ॥ ૯ ॥
જી રે આગમ વયણને શિર ધરે, જી રે જીવ દયા પ્રતિપાળ; સં૦
જી રે આદરથી દેવ ગુરૂ ઉપરે, જી રે ધરે દિલમાં ભક્તિ
રસાળ. સં૦ ॥ ૧૦ ॥
જી રે દાન શીલ ગુણે ઉજળા, જી રે કરે દુઃખીનો ઉદ્ધાર, સં૦
જી રે અશરણને શરણું દિયે, જી રે અભય ઉદ્‌ઘોષણા સાર.
સં૦ ॥ ૧૧ ॥

જી રે ડંકો વગાડયો ધર્મ તણો, જી રે જગમાં થયો જય જયકાર; સં૦

જી રે સંઘે સંઘ વધાવિઓ, જી રે આપી બહુ આદર ઉદાર. સં૦ ॥ ૧૨ ॥

જી રે ભેટીયા પરસ્પર ભાવથી, જી રે સવિ થયા ચઢતે વાન; સં૦

જી રે ચડતી થજો સદા ધર્મની, જી રે કિધા સંઘના વખાણ. સં૦ ॥ ૧૩ ॥

---

## ચાર તીર્થ વિષે ગહુંલી ૩ જી.

( સારૂં સારૂં રે સુરત શહેર મુંબઈ અલબેલી—એ રાગ. )

વારૂ વારૂ રે તીર્થ ચાર, જંગમ હિતકારી, ધન્ય ધન્ય એ જાત્રા સાર, કરજો નરનારી, વારૂ૦ એ ટેક.

પહેલું તીર્થ પુંડરીક ગણધર, ગૌતમાદિક અણગાર જો;
ભાવ ધરિને નિત્યે ગુરૂ વંદો, એ તીર્થમાં શિરદાર. જં૦ ૧

બીજું તીર્થ બ્રાહ્મી સુંદરી, આદિ ચંદનબાળ જો;
ગુણવંતા ગુરૂણી ગુણ ગાઓ, તીર્થ મંગલ માળ. જં૦ ૨

ત્રીજું તીર્થ શ્રાવક જાણો, ગુણ એકવીશ પ્રમાણ જો;
શંખ પોખલી આણંદ આદિ, તત્ત્વ તણા ગુણ જાણ. જં૦ ૩

ચોથું તીર્થ જગમાં ઉત્તમ, જિનવરે કર્યા વખાણ જો;
શ્રાવિકા સુલસા ને જયંતી, સતીયો ચતુર સુજાણ. જં૦ ૪

ચારે તીર્થ ભાવ ધરીને, કરીએ આતમ કાજ જો;
ચાર ગતિના દુઃખથી તારે, ઉમેદ કરી મહારાજ. જં૦ ૫

---

# ચાર તીર્થ વિષેની ગહુંલી ૪ થી.

(આગમની આશાતના નવ કરીએ—એ રાગ.)

જંગમ તીર્થ સુસેવીયે સુખદાતા, હા રે અષ્ટ પ્રવચન જેહની માતા;
હારે ગુણ સુરનર તેહના ગાતા, હારે વંદો વાર હજાર;
જંગમ૦ ॥ ૧ ॥

બાવન ગુણે ગણધરા સૂરિ છત્તીસ, હારે ઉપાધ્યાય ગુણે પચવીસ;
હારે મુનિગુણ કહ્યા સત્યાવીસ, હારે ભાવે નમાવું શીશ.
જંગમ૦ ॥ ૨ ॥

તીર્થ બીજું સુસાધવી મહારાજ, હારે સતી શીલગુણે શિરતાજ;
હારે જેણે પુણ્યની બાંધી છે પાજ, હારે નમીયે નેહથી આજ.
જંગમ૦ ॥ ૩ ॥

તીર્થ ત્રીજું સુશ્રાવકો વ્રતધારી, હારે ગુણ એકવીશ જાઉં બલિહારી;
હારે ત્રણ મનોરથ ચિંતવે જારી, હારે દેવગતિમાં વાસ.
જંગમ૦ ॥ ૪ ॥

તીર્થ ચોથું સુશ્રાવિકા શીલવંતા, હારે ત્રીજા તીર્થના ગુણને ધરંતા;
હારે ચાર તીર્થની સેવા કરંતા, હારે નમીયે વિનય ભંડાર.
જંગમ૦ ॥ ૫ ॥

ચાર મંગળના મંડળે જેનો વાસ, હારે પંચ પદમાં પણ છે નિવાસ;
હારે તેનો જાપ જપો શ્વાસોશ્વાસ, હારે ગુણનો નહિ પાર.
જંગમ૦ ॥ ૬ ॥

ભવ ઉત્કૃષ્ટા ચારેના ચિત્ત ધારો, હારે પંદર ભવે પામેભવપારો;
હારે વૈમાનિકમાં એનો ઉતારો, હારે અમરપદ વરનાર.
જંગમ૦ ॥ ૭ ॥

જ્ઞાતા અંગે ભાંખીયા વીશ નામ, હારે તીર્થંકર પણું પામે આમ;
હારે જેહ કરે તીર્થ ગુણ આમ, હારે બાંધે તીર્થંકર ગોત્ર.
જંગમ૦ ॥ ૮ ॥

ભગવતી શતક વિશમેં વીરે ભાંખ્યા, હારે ચારૂ ચારેને તીર્થ દાખ્યા;
હારે ચારે શ્રમણ સંઘ નામ રાખ્યા, હારે કરીયે તેનું સ્તોત્ર.
જંગમ૦ ॥ ૯ ॥

શતક સોળમે સાંભળો તીર્થ કેવા, હારે ચારે રત્નોની માળા જેવા;
હારે એતો માથે ચઢાવી લેવા, હારે અંતર જાણો પવિત્ર.
જંગમ૦ ॥ ૧૦ ॥

નંદી સૂત્રમાં ઉપમા આઠ આપી, હારે નગર ચક્ર રથ
પદ્મ થાપી; હારે શશિ સૂર્ય સમુદ્રને માપી, હારે મેરૂ
સમ સંઘ સાર. જંગમ૦ ॥ ૧૧ ॥

તીર્થ નામ પવિત્ર છે મંગળકારી, હારે ચારે આત્મિક ગુણ ભંડારી;
હારે તેના ચરણું સેવો નરનારી, હારે થાય કર્મનો નાશ.
જંગમ૦ ॥ ૧૨ ॥

સંસારસાગરે તારતી ધર્મ નાવા, હારે ચારે બેઠા મુક્તિપુરે જાવા;
હારે શુદ્ધ ભાવે તેના ગુણ ગાવા, હારે મુનિ મંગલ ગાય,
જંગમ૦ ॥ ૧૩ ॥

ઓગણીશે એકતાલીશં માસ આશુ, હારે વઢવાણ કેમ્પ રહી ચોમાસું; હારે સ્તવન તીર્થ તણું રચ્યું ખાસું,
હારે સ્વ પર કલ્યાણ કાજ. જંગમ૦ ॥ ૧૪ ॥

---

## ચાર તીર્થ વિષે ગહુંલી ૫ મી.

( વીવા રે આવ્યો ઢુંકડો—એ રાગ. )

એની ચાર તીર્થ કહ્યા વીરજી, એની ભગવતી સૂત્રની માંય રે.
નમું ભાવથી.
એની તીર્થ જંગમ જગમાં વડો, એની સેવ્યા સદા સુખદાય રે. તી૦
એની આદિ તીર્થ સુધા સાધુજી, એની ગુણ સત્યાવીશ ધાર રે. તી૦
એની આપ તરે અન્ય તારતા, એની કરતાં નવ કલ્પી વિહાર રે. તી૦
એની બીજું તીર્થ સાધ્વી તણું, એની પાળે નવ વાડે શીલ રે તી૦
એની પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ ને, એની સેવે લેવા શિવ લીલ રે. તી૦
એની ત્રિજું તીર્થ શ્રાવક ભલા, એની વિશિષ્ટ ગુણે એકવિશ રે. તી૦
એની ઉદાર દિલે વિત્ત વાપરે, એની ધર્મ પાળે નિશદિશ રે. તી૦
એની ચોથું તીર્થ કહ્યું શ્રાવિકા, એની નિર્વિકારી ગુણ ધારી રે. તી૦
એની સારણા વારણા કરે તીર્થની, એની સદ્‌ગુણી ને સદાચારી રે. તી૦
એની સાધુમાં ગૌતમ સ્વામી છે, એની સાધ્વીમાં ચંદનબાળ રે. તી૦
એની શ્રાવકમાં મ્હોટા શંખજી, એની શ્રાવિકામાં સુલસા નિહાળ રે. તી૦

---

# પ્રવચનની પ્રભાવનાની ગહુંલી ૬ ઠ્ઠી.

(તીર્થની આશાતના નવ કરીએ—એ રાગ.)

પ્રવચનની પ્રભાવના નિત્ય કરીયે, હારે નિત્ય કરીયે રે
નિત્ય કરીયે, હારે મન નિશ્ચય એહવું ધરીયે, હારે જેથી
શુભ ગુણઠાણું વરીયે, હા રે એ છે તારણનાવ; પ્ર૦ ॥ ૧ ॥
પ્રવચનની પ્રભાવના સુખકારી, હારે પાર પામ્યા કેઇ નરનારી;
હારે સૂત્રે ગાયા આછા અવતારી, હારે તેના જન્મ પ્રમાણ.
પ્રવ૦ ॥ ૨ ॥
પુત્ર થાવર્ચા પરિવર્યા ઋદ્ધિ ભારી, હારે હુવા સંયમ લેવા તૈયારી;
હારે આવ્યા કૃષ્ણ કરી અસવારી, હારે લીયો ગોદ બોલાય.
પ્રવ૦ ॥ ૩ ॥
મસ્તક ચુંબી પૂછીયું મન જોયું, હારે જેનું નેમ ચરણ ચિત્ત મોહ્યું;
હારે જેણે જન્મ મરણ દુઃખ ખોયું, હારે એની પૂરી છે સાજ.
પ્રવ૦ ॥ ૪ ॥
પડહ વગડાવી સહસ્રને સોંઢાણી, હારે નિજ સૈન્ય સકલ શણગારી;
હારે મોટો મહોચ્છવ કિયો મોરારી, હારે સોંપ્યા પ્રભુજીને હાથ.
પ્રવ૦ ॥ ૫ ॥
એમ જિનમત દીપાવતા ગુણ વાધ્યો, હારે ધન્ય માનવને
ભવ લાધ્યો;
હારે તેથી તીર્થંકર પદ બાંધ્યો, હારે હોસે બારમા દેવ.
પ્રવ૦ ॥ ૬ ॥

શ્રીવીરની વારે જાણીયે મગધેશ, હારે જેના પુણ્ય પ્રભાવ વિશેષ;
હારે ફળિયો ગુણસુંદર ઉપદેશ, હારે પ્રભુ ભક્ત નરેશ.
પ્રવ૦ ॥ ૭ ॥
ગોત્ર તીર્થંકર બાંધીયો સુખકારી, હારે હોશે પદ્મનાભ અવતારી;
હારે શ્રી શ્રીજિનધર્મ અજવાળા, હારે લેશે શિવપુર વાસ.
પ્રવ૦ ॥ ૮ ॥
શ્રી ગુરૂ દેવ પ્રભાવથી ગુણ ગાયા, હારે જેના ચરણ કમળ સુખદાયા;
હારે સેવ્યાં ઉલટ અંગ સવાયા, હારે પ્રણમે જિનદાસ.
પ્રવ૦ ॥ ૯ ॥

---

## ભાવ ધર્મ વિષે ગાવાની ગહુંલી ૭ મી.

( રાગ ઉપર પ્રમાણે. )

ભાવ વડો છે સંસારમાં સૈયર મોરી,
હારે એમ બોલે સુમતિ વરનારી,
હારે ભલા ભાવ તણી બલિહારી,
હારે વારંવાર હજાર. ભાવ૦ ૧
ભાવ વિના દાન શિયલ ને તપ જાણું,
હારે જેવું લુણ વિના રસ ખાણું;
હારે જેવું કંઠ વિનાનું ગાણું,
હારે શોભે નહિ ય લગાર. ભાવ૦ ૨
ભાવથી દાન શિયલ તપ કરો બેની,

હારે ટેક રાખવા શીખજો એની;
હારે બીજી આશા ન રાખજો કેની,
હારે કાઢો આતમ તાર. ભાવ૦ ૩
ભાવથી ભરતેશ્વર મુનિ શિવ ગામી,
હારે કાચ ભુવનમાં કેવળ પામી;
હારે થયા જગતમાં અવિચળ નામી,
હારે કર્યો આપ ઉદ્ધાર. ભાવ૦ ૪
બેઠીતી ગજ અંબાડીએ વંદન જાતાં,
હારે ભાવે ચઢતો મારૂદેવા માતા;
હારે થયા કેવળી પામ્યા છે શાતા,
હારે તોડયા મોહના તાર. ભાવ૦ ૫
ગુણવંતી ગુણ જાણી તેના ગુણ લેજો,
હારે મારો બોધ સુણી ચિત્ત દેજો;
હારે સત્યવાણી અમૃત રસ પીજો,
હારે નવિ ખીજો લિગાર. ભાવ૦ ૬
સગું નથી મારી બેની આ સંસારે,
હારે જાણ્યું રાજુલે સુમતિની લારે;
હારે નેમ પ્રભુનું સગપણ મારે,
હારે એથી તરવો સંસાર. ભાવ૦ ૭
સખી શીખ સુણી રાજિમતી હરખી,
હારે જેણે સૈયરના મન લીધા પરખી;

હારે ઉપદેશથી કરી આપ સરખી,
હારે સાથે લઈ પહોંચી પાર. ભાવ૦ ૮
સગપણ સૈયરનું ખરૂં રાજુલ માણે,
હારે તેની રીત તેના જેવી જાણે;
હારે બીજી ભોળીઓ રહી કોરે ભાણે,
હારે તેનો કરજો વિચાર. ભાવ૦ ૯

---

## શીલવતી સતીને શિખામણ વિષેની ગહુંલી ૮ મી.

(જનકસુતા હું નામ ધરાવું—એ રાગ.)

નિસુણો સકળ સોહાગણ નારી, શિક્ષા અતિ સુખકારી;
મનડું વારી વિષય વિસારી, સજો શિયલ શણગારી;
સુણજો સતીયા દૂર કરી કુમતિયા, સુણજો સતીયા;
જ્યું હોવે શુભ ગતિયા, સુણજો સતીયા. ૧
પંચ શાખે પરણ્યો તે પ્રીતમ, આ તનનો અધિકારી;
એહ ટાળી અવર નર ગણીએ, લાલ ફકીર ભિખારી. સુ૦ ૨
પ્રગટ પુરંદર રુપે સુંદર, નળ કુબેર અનુકારી;
તૃણ તણે તોલે તેને ગણીએ, હોય જો સુર અવતારી. સુ૦ ૩
નટ વિટ નર લંપટ લુચ્ચાથી, પગલા પાછા ભરીએ;
બગલા સરિખા દુષ્ટને દેખી, દૂરથી વેગળા તરીએ. સુ૦ ૪
તાળી પાડી દાંત દેખાડી, ખડ ખડ લોક હસાડી;
કામ કુતુહલ ક્રીડા કારી, વાત ન કરીએ ઉઘાડી. સુ૦ ૫

શીળવંતીને નિત્ય નહિ ન્હાવું, ખટ રસ સ્વાદે ન ખાવું;
નિત્ય શૃંગાર શરીરે ન સજવાં, પર ઘર ઘણું નહિ જાવું. સુ૦ ૬
તાત ભ્રાત સરિખા નર શું, વાટે વાત ન કરીયે;
દુષ્ટ જ દુર્જન જનથી ટળીએ, અપજશથી અતિ ડરીયે. સુ૦ ૭
આવળ ફુલ સરીખા ફોગટ, શીલ રહિત નરનારી;
નકટી ને આભૂષણ અંગે, શોભા ન દિશે સારી. સુ૦ ૮
ચીર પીતાંબર અંબર ઓઢયા, સજીયાં સોળ શણગાર;
શીલ વિના જાણો ને સઘળાં, આગ તણા અંગાર. સુ૦ ૯
કુલટા નારી ભ્રષ્ટાચારી, પ્યારી શીખ ન લાગે;
બાળપણે રંડાપા પામે, વ્રત લઇને જે ભાંગે. સુ૦ ૧૦
ઘર ઘર ભટકે વાટે અટકે, વાત કરે કર લટકે;
ચંચલ ગતિએ ચાલે ચટકે, સજ્જનને ઘણું ખટકે. સુ૦ ૧૧
કેઇક કુળ ખાંપણ કામિનીઓ, શ્વસુર બાપનું બોળે;
બેઉ લોકનું કાજ બિગાડે, વ્રતને રણમાં રોળે. સુ૦ ૧૨
કુસતીઓ જ કલંક લગાડે, ગુણ આરામ ઉજાડે;
સજ્જન ને સંતાપ પમાડે, સુતા શતરૂ જગાડે. સુ૦ ૧૩
નિર્લજ નિર્ગુણ નાક વિહુણી, વાટે ઘાટે વગોવાશે;
શીલ થકી સંપૂર્ણ થાશે, સુર નર તસ ગુણ ગાશે. સુ૦ ૧૪
કાચ તે સાચ કદિ નવિ હોવે, રત્નજ્યોતિ નહિ ઝાંખી;
સત્યવંતીના અવગુણ દાખી, જીવતી ગળે કોણ માખી. સુ૦ ૧૫
સોને શ્યામ ન લાગે સજ્જની, પરમેશ્વર છે સાખી;
મુક્તિ તણા અભિલાષી થઇને, શિયલ રસ લ્યો ચાખી. સુ૦ ૧૬

જ્ઞાતા અધ્યયને ષોડશ વાસે, ફતેપુર ઉલ્લાસે;
પૂજ્ય પુંજાજી સ્વામિ પસાયે, જોડી ઋષિ ખોડીદાસે. સુ૦ ૧૭

---

## શ્રાવક ધર્મ વિષે પંદર તિથિની ગહુંલી ૯ મી.

(રઘુપતિ રામ રૂદેમાં રેજો રે—એ રાગ.)

સખી પડવે પરમ ગુરૂદેવ રે, શુદ્ધ માર્ગદર્શક સેવ રે;
તજી કાલ અનંતની ટેવ, નમો નિત્ય વીરજી સુખકારી રે ૧
સખી બીજે બોધિ બીજ વરીયેરે, મિથ્યા દર્શન ને પરિહરિયેરે;
સમકિત રતન ઉર ધરિયે, નમો૦ ૨
સખી ત્રીજે તીર્થંકર વાણીરે, ભણો ભાવ ધરી ભવિ પ્રાણીરે;
છે ગુણ અનંતની ખાણી. નમો૦ ૩
સખી ચોથે ચરાચર પ્રાણીરે, નિજ આતમની પરે જાણીરે;
હિંસા મ કરો દયા દિલ આણી. નમો૦ ૪
સખી પાંચમે પંચમેં બેઠારે, નવિ બોલિયે વેણુજ જૂઠારે;
સત્ય વ્રત પાળો થઇ શેંઠા. નમો૦ ૫
સખી છઠે છત અછતમાંરે, કુડા માપ ન રાખીયે ઘરમાંરે;
ચોરેલ વસ્તુ ન ધરીયે કરમાં. નમો૦ ૬
સખી સાતમે શિયલ પાળોરે, પર નારીને દૂરથી ટાળોરે;
નવ વાડે આતમ અજવાળો. નમો૦ ૭
સખી આઠમે આઠને એકરે, કરો માન ધરી વિવેકરે;
ચાલો રાખી ધર્મની ટેક. નમો૦ ૮

સખી નામે નર ભવ ધારીરે, ધરો ધારણા દિશા ચારીરે;
નવ જાશો કદી હદ બારી. નમો૦ ૯
સખી દશમે કર્માદાનરે, દુઃખકારી એ પાપના સ્થાનરે;
છવીસ બોલનું કરીયે માન. નમો૦ ૧૦
સખી અગ્યારસે અનર્થકારીરે, શસ્ત્ર વસ્ત્રની રાવઇ ઉતારીરે;
વેણુ વદો નિર્વદ્ય વિચારી. નમો૦ ૧૧
સખી બારસે અવ્રત બારરે, કરો ષટ કોટીયે પરિહારરે;
ધરો સામાયિક સુખકાર. નમો૦ ૧૨
સખી તેરસે દેશાવગાશીરે, કરો શ્રાવક પર્વ વિમાસીરે;
તજી નિદ્રા વિકથા ને હાંસી. નમો૦ ૧૩
સખી ચઉદસે ચઉદશ પાખીરે, કરો પોસા સુધારસ ચાખીરે;
શિવ વરસો અમર નામ રાખી. નમો૦ ૧૪
સખી પુન્યમે પૂરણ ભાવેરે, વહોરાવો ગુરૂ ઘર આવેરે;
તો અશુભ કર્મ દૂર થાવે. નમો૦ ૧૫
સખી પંદર તિથી એ સારરે, ભાંખ્યો શ્રાવક કેરો આચારરે;
વીર મુનિ શીક્ષા હિતકાર. નમો૦ ૧૬

---

## વીર પ્રભુના સાત વારની ગહુંલી ૧૦ મી.

( રાગ ઉપર પ્રમાણે. )

સખી આદિતે આદિત્ય કારી રે, નમું વીર પ્રભુ ગુણધારી રે;
જેણે તાર્યાં ઘણા નરનારી, સિદ્ધાર્થ નંદ ઉરમાં રહેજો રે. ૧

સખી સોમે તે શીતલતાઈ રે, જેના મુખ પર ચંદ સવાઈ રે;
ખટ કાયના છે સુખદાઈ. સિ૦ ૨
સખી મંગલે મંગલ કરતા રે, મહિ મંડલમાં પગ ધરતા રે,
કષ્ટ કર્મ ભર્મને હરતા. સિ૦ ૩
સખી બુદ્ધે તે બુદ્ધિના દાતારે, નંદ ત્રિશલાના જગત વિખ્યાતા રે
આપી સદ્બુદ્ધિ કરતા સાતા. સિ૦ ૪
સખી ગુરૂએ તે ગુરૂ ગુણ ગાવો રે, નરભવનો લ્યો શુભ લાવો રે;
ફરી મળશે ન અવસર આવો. સિ. ૫
સખી શુક્રે સુકૃત કરી કામ રે, નિત ઉઠી જપો જિન નામ રે,
જેથી પામશો શિવપુર ધામ. સિ૦ ૬
સખી શનિયે સમતા વાળી રે, ક્રોધ માન માયા લોભ ટાળી રે;
રાખો આતમ ગુણ અજવાળી. સિ૦ ૭
સાતે વાર જે ભાવથી ગાશે રે, તેનાં પાપો સર્વ ટળી જાશે રે;
વીર મુનિ કહે છે ઉલ્હાસે. સિ૦ ૮



